

# वेदान्तसारः

शास्त्रिमाणेकलालकृतगुर्जरभाषा

तथा

# श्रीदक्षिणामूर्तिस्तोत्रम्



रमापतिमिश्रकृतहिन्दीतात्पर्य-

शास्त्रिमाणेकलालकृतगुर्जरभाषासहित-

—यतिवरस्वयम्प्रकाशकृतसंस्कृतटीकासहितम्

तदिदं सटीक पुस्तकद्वयं

---

पंड्योपाह्वगिरिजारामात्मज तुलजाशंकरशास्त्रिद्वारा

संशोध्य

---

रमापतिमिश्रेण मुंबईवैभवमुद्रणालये

चिंतामणिसखाराम देवळे द्वारा प्रकाशितम्।



मूल्यम् प्रयत्नपूर्वकावलोकनम्



श्री.

# अर्पण.

स्व. शेठ केशवजी ! आपकी विद्वत्ता, विद्वानोंके ऊपर असाधारण भक्ति, अपूर्व वितरणशक्ति आदि सद्गुणोंसे आकृष्ट होकर आपके ही धनके व्ययसे इस पुस्तकको संपन्न कराया हू । पूर्ण प्रेम और कृतज्ञताके साथ इसे आपको अर्पण करता हू । यद्यपि यह वस्तु आपकी योग्यताके समक्ष अत्यल्प है तौ भी आपके स्वभावके अनुकूल और कुछ कालके विनोदके लिए पर्याप्त है.

जिसको बाहरी विद्वानोंके आनेपर पहले हर्ष होता था अब मुख छिपाना पडता है वही मैं हूं.

रमापति मिश्र.



श्री

# स्व. शेठ केशवजी नरसीका अति संक्षिप्त परिचय.

श्रीमहागणपतये नम. । जिसके स्मरणार्थ सस्कृत, हिन्दी और गुजराती विवेचनके साथ यह श्रीदक्षिणामूर्ति स्तोत्र और गुजराती टीकासहित वेदान्तसार अमूल्य वितरणार्थ छपाया गया है उस उदार सद्गृहस्थका नाम शेठ केशवजी नरसी है । ये कच्छी लोहाणा शेठ श्री नरसी वालजीके पुत्र थे । इनका जन्म सवत् १९४३ पौष शुक्र १४ शी शनिवारमें कच्छ मगवाणा ग्राममें हुआ था । ये जन्मसे ही बडे सुन्दर, चचल और सस्कारी थे । सस्कारके उत्तम होनेसे ही ये सरलतासे सस्कृत, गुजराती, हिन्दी मराठी और इग्लिशमें प्रविष्ट हो गये थे । सस्कृतमें इनका बहुत अच्छा प्रवेश था। कच्छ–विराजा–निवासी शास्त्री कृष्णजी मुरारिजी–शास्त्री जीवरामजी–स्वामी मगलगिरिजी–और सुरेश्वरानन्दजी आदि इनके अध्यापक थे। सस्कृतके बडे बडे विद्वान् पण्डित, साधुसन्त सदा इनके यहा आया करते थे । उन सबका यथायोग्य सत्कार होता था। विद्वानोंके ससर्गसे इनका सस्कार तीव्र होगया था । काशीजीमें सस्कृत सभामें पण्डितसार्वभौम सर्वशास्त्रनिष्णात महामहोपाध्याय जगद्गुरुश्री १०८ शिवकुमार शास्त्रीजीने भी कहाथा कि केशवजी वेदान्ती हैं। ये शकर भगवान्के भक्त थे। प्राय तटस्थ सबही विद्वान् शकरजीके भक्त होते ही है। त्र्यम्बकेश्वरमें सदा इनका आना जाना होता रहता था। सगीतशास्त्रमें और प्रतिबिम्बग्राही कलामें भी इनका गभीर प्रवेश था। देशदेशान्तरके बडे बडे प्राचीन सगीतशास्त्री इनके यहा आते थे और सन्मान पाते थे। हिदुविश्वविद्यालयमें भी इनने अपनी उदारताका परिचय दिया है। इनके नामसे कच्छमें मगवाणा ग्राममें एक कन्याशाला भी चलती है। बबईके बडे बडे रईसोंसे इनकी मैत्री थी। चाल चलनकी सफाई, बोल चालकी चतुराई और वृत्तिकी उदारताईके कारण इनको मित्र–मण्डलका सपादन अति सरल काम था। ये बहुत बडे भाग्यशाली भी थे। इस तरह खर्च करने पर भी अनेक तरहके नफा नुकसान आने परभी अन्तसमयमें पिताकी सपत्तिको द्विगुणित करको छोड गये हैं। सवत् १९७९ माघ शुक्र ११ गुरुवारमें दिनको ३६ वर्षकी तरुणतर अवस्थामें इनका स्वर्गवास हुआ था। ऐसे उदार गृहस्थके अभावसे अनेक आश्रित लोगोंको असाधारण दु ख हुआ है। इनकी माता और पत्नी तो आजन्मके लिये अपार शोकसागरमें निमग्न हो गई है। यह पुस्तक स्वर्गवासीकी पूज्य माता और धर्मपत्नीके उदार आश्रयसे प्रसिद्ध की गई है

रमापति मिश्र



**संस्कृतज्ञ स्व ठक्कर केशवजी नरसी कोठारी**

| जन्म स | स्व स |
|---|---|
| १९४३ पौष सुदि १४ शनिवार | १९७९ माघ सुदि ११ गुरुवार |



# अथ वेदान्तसार ।

## गुजराती भाषान्तरसहित ।

**अखण्डं सच्चिदानन्दमवाङ्मनसगोचरम् ॥**
**आत्मानमखिलाधारमाश्रयेऽभीष्टसिद्धये ॥ १ ॥**

જે પરમાત્મા વાણી અને મનથી પર છે, અર્થાત્ જેને વાણી કહી શકતી નથી, તેમજ જે મનથી ગમ્ય નથી એવા સર્વ જગત્‌ના આધારરૂપ પૂર્ણ સચ્ચિદાનંદ (જેમા મિથ્યાત્વ, અજ્ઞાન અને દુ ખનો અભાવ નિરતર રહ્યા કરે છે એવા) બ્રહ્મનો ઇચ્છેલી કાર્ય સિદ્ધિ માટે હુ આશ્રય કરૂં છુ ॥ ૧ ॥

**अर्थतोऽप्यद्वयानन्दमतीतद्वैतभानतः ॥**
**गुरूनाराध्य वेदान्तसारं वक्ष्ये यथामति ॥ २ ॥**

જેને કોઈ વખત પણ દ્વૈત પદાર્થ ભાસતોજ નથી એવા અદ્વૈત સ્વરૂપ અને નામથી પણ અદ્વયાનન્દ નામે પ્રસિદ્ધ એવા ગુરૂને નમસ્કાર કરી, વેદાન્તસાર નામનો ગ્રન્થ હું યથામતિ કહું છુ ॥ ૨ ॥

**वेदान्तो नाम उपनिषत्प्रमाणम् ॥ तदुपकारीणि शारीरकसूत्रादीनि च ॥ ३ ॥**

સ્વત સિદ્ધ પ્રમાણસ્વરૂપ ઉપનિષદ્‌નું નામ વેદાંત છે, અથવા ઉપનિષદ્‌જ જેમાં પ્રમાણ છે તે શાસ્ત્ર વેદાત છે, અને તેજ પ્રમાણે પ્રમાણસ્વરૂપ ઉપનિષદોને અનુકૂલ જે શારીરક મીમાસા નામથી પ્રસિદ્ધ સૂત્ર ઈત્યાદિ બીજાં અધ્યાત્મશાસ્ત્રો છે તે પણ વેદાન્ત નામથી સુપ્રસિદ્ધ લેખાય છે ॥ ૩ ॥

अस्य वेदान्तप्रकरणत्वात्तदीयैरेवानुबन्धै-स्तद्वत्तासिद्धेर्न ते पृथगालोचनीयाः ॥ ४ ॥

આ ગ્રન્થ વેદાન્તશાસ્ત્રનો પ્રકરણ ગ્રન્થ છે એ કારણથી વેદાન્ત-શાસ્ત્રના બીજા ગ્રન્થ ભણવાથી જે ફળ થાય છે તે આ વેદાન્તસાર નામનો ગ્રન્થ ભણવાથી પણ થાય છે, તેથી વેદાન્તના બીજા ગ્રન્થોમા જે અધિકારી, વિષય, સબંધ અને પ્રયોજન એ ચાર અનુબન્ધ પ્રમાણો છે, તે ચાર અનુબંધથીજ આ ગ્રન્થની પણ ચાર અનુબંધ પ્રતિપાદન કરવાની સિદ્ધિ થઈ જાય છે એટલે ફરીથી આ ગ્રન્થમા તે ચાર અનુબંધ પ્રતિપાદન કરવાનુ પ્રયોજન રહેતું નથી ॥ ૪ ॥

तत्रानुबन्धो नाम अधिकारिविषयसम्बन्धप्रयोजनानि ॥ ५ ॥

તેમા અધિકારી, વિષય, સબન્ધ અને પ્રયોજન આ ચારને અનુબંધ તરીકે કહેવામા આવેલ છે, અને આ ચાર અનુબંધને લઈનેજ વેદાન્તશાસ્ત્રનો આરંભ કરાય છે ॥ ૫ ॥

अधिकारी तु विधिवदधीतवेदवेदाङ्गत्वेनापाततोऽधिगताखिलवेदार्थोऽस्मिञ्जन्मनि जन्मान्तरे वा काम्यनिषिद्धवर्जनपुरःसरं नित्यनैमित्तिकप्रायश्चित्तोपासनाऽनुष्ठानेन निर्गतनिखिलकल्मषतया नितान्तनिर्मलस्वान्तः साधनचतुष्टयसम्पन्नः प्रमाताधिकारी ॥ ६ ॥

જે યથાવિધિ ઋક્, યજુષ, સામ અને અથર્વ એ ચારવેદ અને શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છન્દ, અને જ્યોતિષ એ છ વેદાગ ભણેલો હોય, સંપૂર્ણ વેદના અર્થને સાધારણ રીતે જાણતો હોય, આ જન્મમા અથવા બીજા જન્મમા કામ્ય અને નિષિદ્ધ કર્મોનો ત્યાગ

કરી નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મો અને ઉપાસનાના અનુષ્ઠાન થકી બધા જાતનાં પાપો નીકળી જવાથી અત્યત નિર્મલ અત કરણુવાળો થઈ, વિવેક, વૈરાગ્ય, શમાદિ સ પત્તિ અને મુમુક્ષતા એ ચાર સાધનસ પન્ન થએલો હોય અને હૃદયાવચ્છિન્ન ચૈતન્યવાળો હોય એવો જે પ્રમાતા એટલે જીવાત્મા હોય તે આ શાસ્ત્રનો અધિકારી છે ॥ ૬ ॥

काम्यानि स्वर्गादीष्टसाधनानि ज्योतिष्टोमादीनि ॥ निषिद्धानि नरकाद्यनिष्टसाधनानि ब्रह्महननादीनि ॥ नित्यानि अकरणे प्रत्यवायसाधनानि सन्ध्यावन्दनादीनि ॥ नैमित्तिकानि पुत्रजन्माद्यनुबन्धीनि जातेष्ट्यादीनि ॥ प्रायश्चित्तानि पापक्षयमात्रसाधनानि चान्द्रायणादीनि । उपासनानि सगुणब्रह्मविषयकमानसव्यापाररूपाणि शाण्डिल्यविद्यादीनि ॥ एतेषां नित्यादीनां बुद्धिशुद्धिः परं प्रयोजनम्। उपासनानां तु चित्तैकाग्र्यम् ॥ " तमेतमात्मानं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन " इत्यादि श्रुतेः " तपसा कल्मषं हन्ति " इत्यादिस्मृतेश्च । नित्यनैमित्तिकयोरुपासनानाञ्च अवान्तरफलं पितृलोकसत्यलोकप्राप्तिः " कर्म्मणा पितृलोको विद्यया देवलोकः " इत्यादिश्रुतेः ॥ ७ ॥

સ્વર્ગાદિ સુખપ્રાપ્તિના કારણરૂપ અગ્નિષ્ટોમાદિ યજ્ઞનુ નામ 'કામ્ય' કર્મ છે.

નરકાદિ દુઃખભોગનું સાધન બ્રાહ્મણવધાદિ 'નિષિદ્ધ' કર્મ કહેવાય છે

જેના ન કરવાથી અનેક પાપ થાય છે એવા સંધ્યાવંદન ઈત્યાદિ કર્મો 'નિત્યકર્મ' કહેવાય છે

પુત્રોત્પત્તિ ઈત્યાદિના ઉદ્દેશથી કહેલા જે જાતેષ્ટિ ઈત્યાદિ કર્મો તે 'નૈમિત્તિક' કર્મો કહેવાય છે

જેના કરવાથી પાપનો નાશ થાય છે એવા ચાદ્રાયણ ઈત્યાદિ જે વ્રતો તેને 'પ્રાયશ્ચિત્ત' કર્મો કહે છે.

સગુણ બ્રહ્મવિષયક ચિત્તની એકાગ્રતારૂપ જે શાન્તિપ્રધાન વિદ્યા શાણ્ડિલ્યવિદ્યા, ભક્તિ ઈત્યાદિ તેને 'ઉપાસના' કહેવામા આવે છે.

ઉપર કહેલા નિત્ય નૈમિત્તિકાદિ કર્મોનું કેવળ ચિત્તશુદ્ધિ થવી એજ પ્રયોજન છે.

ઉપાસનાઓનુ મુખ્ય પ્રયોજન કેવલ ચિત્તની એકાગ્રતા થવી એજ છે, માટે અન્તઃકરણ નિર્મલ થયા પછી નિત્ય નૈમિત્તિકાદિ કર્મોનુ કંઈ પણ પ્રયોજન રહેતુ નથી. એ વિષયમાં શ્રુતિ પણ પ્રમાણભૂત છે શ્રુતિ કહે છે કે "વેદભણવો, યજ્ઞ કરવો, તપ કરવુ અને અનશન (ચાન્દ્રાયણ) ઈત્યાદિ વ્રત કરી બ્રાહ્મણો પરમાત્મસ્વરૂપને જાણવાની ઇચ્છા કરે છે" તેમજ સ્મૃતિ પણ તે વિષયને દૃઢ કરે છે કે. "તપ કરવાથી અનેક પાપોનો નાશ થાય છે" વળી નિત્ય, નૈમિત્તિક, ઉપાસના વિગેરે કર્મોનુ કંઈક પિતૃલોકની પ્રાપ્તિ અને સત્યલોકની પ્રાપ્તિરૂપ બીજુ ફલ પણ થાય છે અને તેજ શ્રુતિ કહે છે કે "કર્મ કરવાથી પિતૃલોકાદિની પ્રાપ્તિ થાય છે અને તપ તથા ઉપાસના કરવાથી દેવલોકની પ્રાપ્તિ થાય છે" તાત્પર્ય એ કે કર્મોનુ મુખ્ય ફલ ચિત્તશુદ્ધિ દ્વારા મુકિત છે પણ વાસનાના બંધનથી તે ન મળી શકે તો પિતૃલોક તથા સ્વર્ગલોકની પ્રાપ્તિ તો થાય છે જ. ॥ ૭ ॥

**साधनानि नित्यानित्यवस्तुविवेकेहामुत्रफलभोगविरागशमदमादिसम्पत्तिमुमुक्षुत्वानि ॥८॥**

નિત્ય અને અનિત્ય વસ્તુનો વિચાર, આ લોક અથવા પરલોકના ફળભોગની ઇચ્છા ન રાખવી, શમ દમ ઈત્યાદિ સાધનસમ્પત્તિ, અને મોક્ષ પામવાની ઇચ્છા આ ચાર 'સાધનચતુષ્ટય' નામથી ઓળખાય છે. તેઓના નામ ક્રમથી. પહેલુ 'વિવેક,' બીજુ', 'વિરાગ,' ત્રિજુ 'સાધનસમ્પત્તિ,' અને ચોથુ' 'મુમુક્ષુત્વ' એ પ્રમાણે કહેવાય છે ॥ ૮ ॥

नित्यानित्यवस्तुविवेकस्तावद्ब्रह्मैव नित्यं वस्तु ततोऽन्यदखिलमनित्यमिति विवेचनम् ॥ ९ ॥

આ સંસારમા કેવલ બ્રહ્મજ નિત્ય છે, એથી રહિત બીજી વસ્તુઓ અનિત્ય છે આ પ્રમાણેના વિચારને 'નિત્યાનિત્યવસ્તુવિવેક' કહે છે ॥ ૯ ॥

ऐहिकानां स्रक्चन्दनादिविषयभोगानां कर्म्मजन्यतया अनित्यत्ववदामुष्मिकानामप्यमृतादिविषयभोगानामानित्यतया तेभ्यो नितरां विरतिरिहामुत्रफलभोगविरागः ॥ १० ॥

જેમ આ સસારમા કર્માનુસાર પ્રાપ્ત થનાર પુષ્પમાળા, ચંદન ઈત્યાદિ સુખ આપનારા પદાર્થો અનિત્ય છે તેમ કર્માનુસાર પ્રાપ્ત થનાર સ્વર્ગાદિલોકના અમૃત વિગેરે પદાર્થોના ભોગ પણ અનિત્ય છે, માટે એ બને અનિત્ય સુખોના ભોગની ઈચ્છા ન કરવી એજ શ્રેયસ્કર છે એમ બુદ્ધિ થવી એનુ નામ 'ઈહામુત્રફલભોગવિરાગ' —આ લોક અને પરલોકના ફલોપભોગમા અપ્રીતિ–કહેવાય છે ॥ ૧૦ ॥

शमदमादयस्तु शमदमोपरतितितिक्षासमाधानश्रद्धाः ॥ ११ ॥

શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા એ છ વસ્તુ "શમદમાદિસાધનસમ્પત્તિ' નામથી કહેવામાં આવે છે. ॥ ૧૧ ॥

शमस्तावत् श्रवणादिव्यतिरिक्तविषयेभ्यो मनोनिग्रहः ॥ १२ ॥

ઇશ્વરવિષયક શ્રવણુ, મનન, નિદિધ્યાસન શિવાય બાકીના વિષયોમાંથી મનને હઠાવી લેવુ તેનું નામ 'શમ' કહેવાય છે ॥ ૧૨॥

दमो बाह्येन्द्रियाणां तद्व्यतिरिक्तविषयेभ्यो निवर्त्तनम् ॥ १३ ॥

શ્રોત્ર ઇત્યાદિ બાહ્ય ઇન્દ્રિયોને ઇશ્વરવિષયક શ્રવણાદિથી અન્ય વિષયોમાથી હઠાવી લેવી તેનુ નામ 'દમ' કહેવાય છે ॥ ૧૩ ॥

निवर्तितानामेतेषां तद्व्यतिरिक्ताविषयेभ्य उपरमणमुपरतिः। अथवा विहितानां कर्म्मणां विधिना परित्यागः ॥ १४ ॥

ઇશ્વરવિષયક શ્રવણાદિકથી ભિન્ન વિષયોમાથી હઠાવેલી બાહ્ય ઇન્દ્રિયોનુ દમન કરવું એનુ નામ 'ઉપરતિ' છે, અથવા વિધિવાકયથી પ્રતિપાદિત કર્મોનો વિધિપૂર્વક પરિત્યાગ કરવો એને પણ 'ઉપરતિ' કહે છે ॥ ૧૪ ॥

तितिक्षा शीतोष्णादिसहिष्णुता ॥ १५ ॥

ટાઢુ, ઉનુ, સુખ, દુઃખ ઈત્યાદિને સહન કરવુ એને તિતિક્ષા કહે છે ॥ ૧૫ ॥

निगृहीतस्य मनसः श्रवणादौ तदनुगुणविषये च समाधिः समाधानम् ॥ १६ ॥

વિષયોમાથી નિગ્રહ કરેલા મનને ઈશ્વરવિષયક શ્રવણાદિમાં અથવા તેનેજ અનુસરતા બીજા કામમા લગાડી એકાગ્રતા સાધવી એને સમાધાન કહે છે ॥ ૧૬ ॥

**गुरुवेदान्तवाक्येषु विश्वासः श्रद्धा ॥ १७ ॥**

ગુરૂના વાકયોમા અને ઉપનિષદાદિ વેદાન્તગ્રથોના વાકયોમાં વિશ્વાસ કરવો તે ' શ્રધ્ધા ' કહેવાય છે ॥ ૧૭ ॥

**मुमुक्षुत्वं मोक्षेच्छा ॥ १८ ॥**

મોક્ષમા જે ઇચ્છા થવી તેને 'મુમુક્ષુત્વ' કહે છે ॥ ૧૮ ॥

**एवम्भूतः प्रमाताऽधिकारी । "शान्तो दान्तः" इत्यादिश्रुतेः ॥ तथा चोक्तम्—"प्रशान्तचित्ताय जितेन्द्रियाय प्रक्षीणदोषाय यथोक्तकारिणे॥गुणान्विताायानुगताय सर्वदा प्रदेयमेतत्सकलं मुमुक्षवे " इति ॥ १९ ॥**

જે પૂર્વે કહેલા ચારે સાધનથી યુકત હોય તેનેજ વેદાન્તશાસ્ત્રનો અધિકારી કહેલો છે આ વિષયમા શ્રુતિ સ્મૃતિ પણ પ્રમાણ છે. શ્રુતિમા કહ્યુ છે કે "જેનુ ચિત્ત શાન્ત હોય, જે જીતેન્દ્રિય હોય, ભ્રમ, લોભ ઈત્યાદિ દોષોથી રહિત હોય, આજ્ઞાકારી હોય, ગુણવાન્ હોય, હમેશા સ્વભાવને અનુસરનારો હોય, તેમજ મોક્ષની ઇચ્છા કરવાવાળો હોય એવાજ શિષ્યને ઉપદેશ કરવો જોઇએ " આથી તેજ અધિકારી છે એમ સમજવુ ॥ ૧૯ ॥

**विषयो जीवब्रह्मैक्यं शुद्धचैतन्यं प्रमेयम् । तत्रैव वेदान्तानां तात्पर्य्यात् ॥ २० ॥**

જીવ ચૈતન્ય અને બ્રહ્મ ચૈતન્યનું ઐકય સ્વરૂપ જે શુદ્ધ ચૈતન્ય પ્રમેયજ્ઞાન એજ આ શાસ્ત્રનો જાણવાલાયક વિષય છે, કેમકે વેદાન્ત શાસ્ત્રનું તેમાજ તાત્પર્ય છે ॥ ૨૦ ॥

सम्बन्धस्तु तदैक्यप्रमेयस्य तत्प्रतिपादकोपनिषत्प्रमाणस्य च बोध्यबोधकभावलक्षणः ॥२१॥

જીવ અને બ્રહ્મની એકતારૂપ જે પ્રમેય તેની સાથે તેના પ્રતિપાદક ઉપનિષદાદિ પ્રમાણગ્રન્થોનો બોધ્યબોધકરૂપ સબંધ છે એટલે પ્રમેય બોધ્ય છે, અને પ્રમાણગ્રન્થ બોધક છે ॥ ૨૧ ॥

प्रयोजनन्तु तदैक्यप्रमेयगताज्ञाननिवृत्तिः तत्स्वरूपानन्दावाप्तिश्च ॥ "तरति शोकमात्मवित्" इत्यादिश्रुतेः । "ब्रह्म वेद ब्रह्मैव भवति" इत्यादिश्रुतेश्च ॥ २२–२३ ॥

જીવ અને બ્રહ્મની એકતારૂપ જે પ્રમેય–તે વિષયક જે અજ્ઞાનતા તેની નિવૃત્તિ અને તેના આનન્દરૂપ ફળની પ્રાપ્તિ તેજ વેદાન્તશાસ્ત્રના આરભનુ પ્રયોજન છે એમા શ્રુતિપણ પ્રમાણભૂત છે કે: "આત્મજ્ઞાનવાળો પુરૂષ શોકથી રહિત થઈ જાય છે" તેમજ "જે બ્રહ્મવેત્તા થાય છે તે બ્રહ્મરૂપજ થાય છે" ॥ ૨૨–૨૩ ॥

अयमधिकारी जननमरणादिसंसारानलसन्तप्तो दीप्तशिरा जलराशिमिवोपहारपाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं गुरुमुपसृत्य तमनुसरति "तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम्" इत्यादिश्रुतेः । स गुरुः परमकृपया अध्यारोपापवादन्यायेनैनमुपदिशति । "तस्मै सविद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय शमान्विताय ॥ येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम्" इत्यादिश्रुतेः ॥ २४ ॥

જન્મમરણુરૂપ સ સારાગ્નિથી તપેલો જે જીવાત્મા સમિધ્, દર્ભ, પુષ્પ ઇત્યાદિ ભેટ કરવાની વસ્તુઓ લઈ, જેમ કોઈ તપેલા મસ્તકવાળો પુરૂષ જલાશય પ્રત્યે આતુરતાથી જાય છે તેમજ વેદાન્તશાસ્ત્રના પારને જાણુનારા અને તે પ્રમાણે ચાલનારા ગુરૂ પાસે જઈ તેમની સેવા કરે છે–જેમ શ્રુતિ કહે છે "બ્રહ્મનિષ્ઠ એટલે વેદાન્તશાસ્ત્રમાં કહેલાં આચરણુનુ યથાર્થ પરિપાલન કરનાર અને તેને જાણુનાર એવા સદ્ગુરૂ પાસે તે શિષ્યે જવુ જોઈએ, તેમ તે સદ્ગુરૂ પાસે જઈ તેમની સેવા કરવી"–તેવા શિષ્યને પરમ કૃપાલુ ગુરૂ દયા કરી અધ્યારોપ અને અપવાદ એ ન્યાયથી એટલે સાક્ષાત્ બ્રહ્મસ્વરૂપનુ જ્ઞાન વિધિવાકયથી કરી શકાતું નથી માટે પહેલા તો આ દેખાતું જગત્ બ્રહ્મસ્વરૂપમાંજ છે, તેથી જુદુ નથી તેમ યુક્તિ અનુભવથી શીખવી, પછી આ દેખાતું જગત્ તે બ્રહ્મ નથી એમ નિષેધવાકયોથી તેનો અપવાદ કરી–સમજાવી, વળી સત્ય, અનન્ત, જ્ઞાનસ્વરૂપ બ્રહ્મ છે એમ કેટલીક બીજી શ્રુતિઓને અનુસરી લક્ષણુાવૃત્તિથી ઉપદેશ કરે છે. અને શ્રુતિમા પણુ તેમજ કહ્યુ છે કે "જે બ્રહ્મવિદ્યા દ્વારા સચ્ચિદાનન્દ પૂર્ણ બ્રહ્મનુ જ્ઞાન થાય તેજ બ્રહ્મવિદ્યા દ્વારા બ્રહ્મ જાણુનાર ગુરૂ શિષ્યને ઉપદેશ કરે" ॥ ૨૪ ॥

**असर्पभूतायां रज्जौ सर्पारोपवद्वस्तुन्यवस्त्वारोपोऽध्यारोपः ॥ वस्तु सच्चिदानन्दमद्वयं ब्रह्म । अज्ञानादिसकलजडसमूहोऽवस्तु अ- । ज्ञानं तु सदसद्भ्यामनिर्वचनीयं त्रिगुणात्मकं ज्ञानविरोधिभावरूपं यत्किंचिदिति वदंति । अहमज्ञ इत्याद्यनुभवात् "देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम्" इत्यादिश्रुतेश्च ॥ २५ ॥**

ઉપર કહેલા ન્યાયના વિષયમા લૌકિક દષ્ટાત આપે છે કે. દોરડી કોઈપણુ વખત ખરી રીતે સર્પ હોતી નથી પર તુ જે વખત

તેજ દોરડીમા સર્પનો ભ્રમ થાય છે તે અવસ્તુમાં એટલે દોરડીમાં વસ્તુનો એટલે સર્પનો જે ભ્રમ થવો તેને અજ્ઞાન કહેવામા આવે છે, અને એનેજ અધ્યારોપ કહે છે સચ્ચિદાનન્દમય અદ્વિતીય પૂર્ણ બ્રહ્મ વસ્તુ છે, અને અજ્ઞાનાદિ સકલ જડ પદાર્થનો સમુદાય અવસ્તુ છે અને સત્ અને અસત્થી જે કંઈ ભિન્ન સત્ત્વગુણ, રજોગુણ, તમોગુણ રૂપ અને જ્ઞાનના પ્રતિબંધકરૂપ ભાવરૂપ પદાર્થ છે તેનેજ અજ્ઞાન કહેવામાં આવે છે આ વિષયમા અનુભવજ પ્રમાણ છે જેમકે હું કંઈ જાણતો નથી એજ અજ્ઞાનનુ સ્વરૂપ સૂચવે છે શ્રુતિમા પણ કહ્યુ છે કે "પ્રકાશ રૂપ આત્માની શક્તિ પોતાના સત્ત્વગુણ ઈત્યાદિથી વેષ્ટિત થઈ ગુપ્ત ભાવમા રહે છે " ॥ ૨૫ ॥

इदमज्ञानं समष्टिव्यष्ट्यभिप्रायेणैकमनेकमिति च व्यवह्रियते । तथाहि–यथा वृक्षाणां समष्ट्यभिप्रायेण वनमित्येकत्वव्यपदेशः, यथा वा जलानां समष्ट्यभिप्रायेण जलाशय इति तथा नानात्वेन प्रतिभासमानजीवगताज्ञानानां समष्ट्यभिप्रायेण तदेकत्वव्यपदेशः । " अजामेकाम्–" इत्यादिश्रुतेः । इयं समष्टिरुत्कृष्टोपाधितया विशुद्धसत्त्वप्रधाना । एतदुपहितं चैतन्यं सर्वज्ञत्वसर्वेश्वरत्वसर्वनियंतृत्वादिगुणकं सदसदव्यक्तमन्तर्यामि जगत्कारणमीश्वर इति च व्यपदिश्यते । सकलाज्ञानावभासकत्वादस्य सर्वज्ञत्वम् । "यः सर्वज्ञः स सर्ववित्" इति श्रुतेः ॥ २६ ॥

ઉપર કહેલા અજ્ઞાનનો સમષ્ટિરૂપથી એટલે એક શબ્દથી અથવા વ્યષ્ટિરૂપથી એટલે ભિન્નભિન્ન શબ્દથી વ્યવહાર કરાય છે. જેમ વૃક્ષોના સમુદાયને એટલે સમષ્ટિને વન એવું નામ અપાય છે અને જલના સમુદાયરૂપ સમષ્ટિને જલાશય એટલે તળાવ વિગેરે નામ અપાય છે તેમજ જુદા જુદા જીવોના અજ્ઞાનને સમષ્ટિરૂપે કહેવાની ઇચ્છા થાય છે ત્યારે અજ્ઞાન એવા એક વચનના પ્રયોગથી વ્યવહાર કરાય છે શ્રુતિમાં પણ કહ્યુ છે કે " એકજ અજ્ઞાન જન્મરહિત અને ત્રિગુણાત્મક છે " અને તેજ સમષ્ટિરૂપ અજ્ઞાન સારી ઉપાધિવાળુ હોવાથી તેમાં વિશુદ્ધ સત્વગુણપ્રધાન છે, અને તેજ અજ્ઞાનથી વેષ્ટિત ચૈતન્યસ્વરૂપ બ્રહ્મ 'સર્વજ્ઞ, સર્વેશ્વર, સર્વનિયન્તા, અવ્યક્ત, અન્તર્યામી, જગત્કારણ અને ઇશ્વર' એ શબ્દોથી વ્યવહારમાં બોલાય છે જે સપૂર્ણ અજ્ઞાનની પ્રકાશકતાનો હેતુ છે તેજ સર્વજ્ઞ છે શ્રુતિમા પણ કહ્યુ છે કે " જે જગત્‌ને સામાન્ય અથવા વિશેષરૂપથી જાણે છે તે સર્વજ્ઞ કહેવાય છે " ॥ ૨૬ ॥

ईश्वरस्येयं समष्टिरखिलकारणत्वात् कारणशरीरमानन्दप्रचुरत्वात् कोशवदाच्छादकत्वाच्चानन्दमयकोशः सर्वोपरमत्वात् सुषुप्तिः । अतएव स्थूलसूक्ष्मप्रपञ्चलयस्थानमिति चोच्यते। यथा वनस्य व्यष्ट्यभिप्रायेण वृक्षा इत्यनेकत्वव्यपदेशः, यथा वा जलाशयस्य व्यष्ट्यभिप्रायेण जलानीति, तथाऽज्ञानस्य व्यष्ट्यभिप्रायेण तदनेकत्वव्यपदेशः । "इन्द्रो मायाभिः पुरुरूप ईयते" इत्यादिश्रुतेः । अत्र व्यस्तसमस्तव्यापित्वेन व्यष्टिसमष्टिव्यपदेशः ॥ २७ ॥

ઇશ્વરની ઉપાધિરૂપ આ અજ્ઞાનસમુદાય આખા વિશ્વનુ કારણ છે એજ કારણથી એને 'કારણ શરીર' કહેવામા આવે છે વળી એમાં

આનન્દનુ અધિકપણું હોવાથી અને તલવારને રાખવાની મ્યાન જેને કોશ કહે છે તે જેમ તલવારને ઢાકી રાખે છે તેમ આ પણ ઢાંકણરૂપ હોવાથી 'આનન્દમય કોશ' કહેવાય છે અને એજ સમ્પૂર્ણ ઈન્દ્રિયોને ઉપરામ લેવાનુ સ્થાન હોવાથી 'સુષુપ્તિ' નામથી પણ ઓળખાય છે વળી એજ કારણથી એને સ્થૂલ અને સૂક્ષ્મ પ્રપચના લયસ્થાન તરીકે પણ કહેવામા આવે છે જેમકે વનમાના વૃક્ષ પ્રત્યેક જુદા જુદા હોવાના કારણે વનનો પણ વ્યષ્ટિરૂપ અનેક વૃક્ષરૂપે વ્યવહાર થતો જોવામા આવે છે, તેમજ જલાશયોનાં જલ પ્રત્યેક જુદાં જુદાં હોવાના કારણે પ્રત્યેક જલ-રૂપથી વ્યષ્ટિરૂપે અનેક જલ કહેવાય છે તેજ પ્રમાણે સિધ્ધાંતમા અનેક પ્રકારના શોભમાન જીવસમુદાયના અજ્ઞાનને વ્યષ્ટિરૂપથી એટલે પ્રત્યેક જીવાત્માની ઉપાધિરૂપે ગ્રહણ કરીએ તો અનેક અજ્ઞાન તરીકે ઓળખી શકાય છે તે વાત શ્રુતિમા પણ કહી છે કે "ઇશ્વર અનેક પ્રકારની માયાદ્વારા નાનાં રૂપ ધારણ કરે છે" આ વિષયમા ઈશ્વર પ્રત્યેક જીવવ્યાપી હોવાથી વ્યષ્ટિરૂપ અને સમસ્ત જીવવ્યાપી હોવાથી સમષ્ટિરૂપ જાણવો ॥ ૨૭ ॥

इयं व्यष्टिर्निकृष्टोपाधितया मलिनसत्त्वप्रधाना। एतदुपहितचैतन्यमल्पज्ञत्वानीश्वरत्वादिगुणकं प्राज्ञ इत्युच्यते । एकाज्ञानवभासकत्वादस्यप्राज्ञ त्वम् । अस्पष्टोपाधितयाऽनतिप्रकाशकत्वम् ॥२८॥

ઉપર કહેલ અજ્ઞાનની વ્યષ્ટિ નાની ઉપાધિ છે માટે તમોગુણ મિશ્રિત સત્ત્વગુણપ્રધાન કહેવાય છે વળી વ્યષ્ટિભૂત અજ્ઞાનથી યુક્ત એવુ જે ચૈતન્ય તેને 'પ્રાજ્ઞ' શબ્દથી ઓળખવામાં આવે છે અને તેમાજ અલ્પજ્ઞપણું, અનીશ્વરપણું ઇત્યાદિ ગુણો રહે છે અને વ્યષ્ટિ-ભૂત અજ્ઞાનયુકત ચૈતન્ય જુદી જુદી રીતે એક એક અજ્ઞાનનુ પ્રકા-શક છે એજ કારણથી એને 'પ્રાજ્ઞ' અથવા 'મલિનસત્ત્વપ્રધાન' અને અસ્પષ્ટઉપાધિયુકત હોવાના કારણે 'અનતિપ્રકાશક' એટલે અલ્પ પ્રકાશક તરીકે કહેવામાં આવે છે ॥ ૨૮ ॥

अस्यापीयमहङ्कारादिकारणत्वात्कारणशरीरम् । आनन्दप्रचुरत्वात्कोशवदाच्छादकत्वाच्च—आनन्दमयः कोशः । सर्वोपरमत्वात्सुषुप्तिः । अत एव स्थूलसूक्ष्मशरीरलयस्थानमिति चोच्यते ॥ २९ ॥

આજ વ્યષ્ટિભૂત અજ્ઞાન અહંકારાદિનુ કારણ છે, અને તેથીજ એને 'કારણશરીર' કહેવામાં આવે છે, આનન્દનું આધિક્ય હોવાથી અને પૂર્વની માફક કોશની પેઠે એ આચ્છાદક હોવાથી 'આનન્દમય કોશ' પણ કહેવામા આવે છે અને ઇન્દ્રિયોનું ઉપરામ પામવાનું સ્થાન હોવાથી 'સુષુપ્તિ' શબ્દથી પણ એ ઓળખાય છે અને એજ કારણથી એ અજ્ઞાનને સ્થલ સૂક્ષ્મ પ્રપચના લયનુ સ્થાન પણ કહેવામા આવે છે ॥ ૨૯ ॥

तदानीमेतावीश्वरप्राज्ञौ चैतन्यप्रदीप्ताभिरतिसूक्ष्माभिरज्ञानवृत्तिभिरानन्दानुभवतः । "आनन्दभुक् चेतोमुखः प्राज्ञः" इतिश्रुतेः सुखमहमस्वाप्सं न किञ्चिदवेदिषमित्युत्थितस्य परामर्शोपपत्तेश्च ॥ ३० ॥

ઈશ્વર અને પ્રાજ્ઞ એ બે સુષુપ્તિકાલમા એટલે ગાઢ નિદ્રાસમયમાં ચૈતન્યદ્વારા પ્રકાશિત થઈ અતિસૂક્ષ્મ અજ્ઞાનવૃત્તિ દ્વારા આનન્દ ભોગવે છે એ બાબતમા શ્રુતિ પણ કહે છે કે "પ્રાજ્ઞ ચૈતન્યના પ્રકાશ દ્વારા સુખને ભોગવે છે" વળી આપણને કોઈ વખત એમ પણ સ્મરણ થાય છે કે જ્યારે સુઇને ઉઠીએ છીએ ત્યારે કહીએ છીએ કે 'જ્યારે આજ હું સુખપૂર્વક નિદ્રા લેતો હતો ત્યારે મને કંઈ ખબર ન હતી' એ સ્મરણ પૂર્વના અનુભવને અવશ્ય સિદ્ધ કરે છે. અનુભવ કર્યા શિવાય આ જાતનુ સ્મરણ બીજી રીતે કેમ ઘટી શકે ? માટે આ અનુભવ પણ તેમા પ્રમાણભૂત છે ॥ ૩૦ ॥

अनयोः समष्टिव्यष्ट्योर्वनवृक्षयोरिव जलाशयजलयोरिव चाभेदः ॥ ३१ ॥

જેમ વૃક્ષની સમષ્ટિરૂપ વનનો અને વનની વ્યષ્ટિરૂપ વૃક્ષનો કંઈ પણ ભેદ નથી તેમજ વળી જલની સમષ્ટિરૂપ જલાશયનો અને જલાશયની વ્યષ્ટિરૂપ જલનો કંઈ ભેદ નથી તેજ પ્રકારે અજ્ઞાનસમષ્ટિનો અને અજ્ઞાનવ્યષ્ટિનો પણ ભેદ નથી ॥ ૩૧ ॥

एतदुपहितयोरीश्वरप्राज्ञयोरपि वनवृक्षावच्छिन्नाकाशयोरिव जलाशयजलगतप्रतिबिम्बाकाशयोरिव चाभेदः " एष सर्वेश्वर एष सर्वज्ञ एषोन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् " इत्यादिश्रुतेः ॥ ३२ ॥

જેમ વૃક્ષોની સમષ્ટિરૂપ વનથી ઘેરાયલું આકાશ ને વ્યષ્ટિરૂપ પ્રત્યેક વૃક્ષથી ઘેરાયલા આકાશમા કોઈ ભેદ માલુમ પડતો નથી, વળી જેમ જલની સમષ્ટિરૂપ જલાશયમા પ્રતિબિંબભાવથી રહેલ આકાશ અને વ્યષ્ટિરૂપ જલમા પ્રતિબિંબભાવથી રહેલ આકાશમા કોઈ ભેદ નથી તેમજ સમષ્ટિરૂપ જે અજ્ઞાન તેરૂપ ઉપાધિસહિત ચૈતન્યસ્વરૂપ ઇશ્વરનો અને વ્યષ્ટિરૂપ અજ્ઞાનથી યુકત ચૈતન્યસ્વરૂપ પ્રાજ્ઞનામવાળા આત્માનો પણ વાસ્તવિક ભેદ નથી. આ બાબતમા શ્રુતિપણ કહે છે કે " આજ સ પૂર્ણ જગત્નો ઇશ્વર, આજ સર્વજ્ઞ, આજ અન્તર્યામી, આજ સર્વનુ કારણ અને આજ આખા જગત્ની ઉત્પત્તિ અને પ્રલયનો હેતુ છે " ॥ ૩૨ ॥

वनवृक्षतदवच्छिन्नाकाशयोर्जलजलाशयतद्गतप्रतिबिम्बाकाशयोर्वा आधारभूतानुपहिताकाशवदनयोरज्ञानतदुपहितचैतन्ययोराधारभूतं

**यदनुपहितं चैतन्यं तत्तुरीयमित्युच्यते । " शान्तं शिवमद्वैतं चतुर्थं मन्यन्ते स आत्मा स विज्ञेयः " इत्यादिश्रुतेः ॥ ३३ ॥**

વનથી ઘેરાએલ આકાશ અને વૃક્ષથી ઘેરાયેલ આકાશ, તેમ જલાશયમા પ્રતિબિંબભાવથી રહેલુ આકાશ અને જલમા પ્રતિબિંબ ભાવથી રહેલ આકાશ, એ સર્વ આકાશનુ આશ્રય જેમ અમાપ આકાશ એટલે મહાકાશ છે તેમજ સમષ્ટિ અને વ્યષ્ટિરૂપ જે અજ્ઞાન અને અજ્ઞાનયુકત ચૈતન્યાદિકનો આધાર જે અમાપ ચૈતન્ય એટલે શુદ્ધ ચૈતન્ય છે તેને તુરીય બ્રહ્મ ચૈતન્ય લોકો કહે છે આ બાબતમા શ્રુતિ પણ પ્રમાણીભૂત થઈ કહે છે કે " મંગલમય અદ્વિતીય ચૈતન્યને ચતુર્થ કહે છે અને તેનેજ આત્મા કહે છે અને તેજ વિજ્ઞેય પણ છે " ॥ ૩૩ ॥

**इदमेव तुरीयं शुद्धचैतन्यमज्ञानादितदुपहितचैतन्याभ्यां तप्तायःपिण्डवदविविक्तं सन्महावाक्यस्य वाच्यं विविक्तं सल्लक्ष्यमित्युच्यते ॥३४॥**

જેમ અગ્નિથી તપાવેલ લોઢાના ગોળાનો અગ્નિની સાથે અભેદ હોવાથી લોઢાનો ગોળો બાળે છે એમ વ્યવહાર થાય છે અને વાસ્તવિક બાળવાપણુ અગ્નિમાજ છે, પણ અગ્નિ અભેદરૂપ હોવાથી ઉપર કહેલ વાકયનો વાચ્ય અર્થ એટલે ઉપલક અર્થ થાય છે અને લોઢાથી ભિન્નરૂપ ગણીએ ત્યારે તે વાકયનો લક્ષ્ય અર્થ થાય છે, એટલે લોઢાનો ગોળો બાળે છે એનો અંતર્ગત અર્થ તપાવેલ લોઢાના ગોળાની અંદર રહેલો અગ્નિ બાળે છે એમ સમજીએ છીએ તેજ પ્રમાણે સિદ્ધાંતમા પણ આ ચતુર્થ બ્રહ્મ ચૈતન્ય, સમષ્ટિ, વ્યષ્ટિ અજ્ઞાન અને અજ્ઞાનયુક્ત ચૈતન્યની સાથે અભેદરૂપ હોવાથી તત્ત્વમસિ એ મહાવાકયના વાચ્ય અર્થરૂપે પ્રતીત થાય છે અને ભિન્નરૂપ માનીએ ત્યારે લક્ષ્ય અર્થરૂપે પ્રતીત થાય છે. ॥ ૩૪ ॥

अस्याज्ञानस्यावरणविक्षेपनामकं शक्तिद्वयमस्ति । आवरणशक्तिस्तावत् अल्पोऽपि मेघोऽनेकयोजनायतमादित्यमण्डलमालोकयितृनयनपथपिधायकतया यथाच्छादयतीव तथाऽज्ञानं परिच्छिन्नमप्यात्मानमपरिच्छिन्नसंसारिणमवलोकयितृबुद्धिपिधायकतयाच्छादयतीव तादृशसामर्थ्यम् । तदुक्तम्–"घनच्छन्नदृष्टिर्घनच्छन्नमर्कं यथानिष्प्रभं मन्यते चातिमूढः । तथा बद्धवद्भाति यो मूढदृष्टेः स नित्योपलब्धिस्वरूपोऽहमात्मा" ॥ ३५ ॥

પૂર્વે કહેલા અજ્ઞાનની બે શક્તિ છે એક આવરણશક્તિ અને બીજી વિક્ષેપશક્તિ જેમ મનુષ્યોના નેત્રને ઢાકનાર થોડા દેશમાં રહેનાર વાદળુ હજારો યોજન દૂર રહેલ સૂર્યને આચ્છાદિત કરવાથી એટલે ઢાકવાથી આચ્છાદક કહેવાય છે તેમ અવિવેકી મનુષ્યના જ્ઞાનને ઢાકનાર તેમજ સર્વવ્યાપી પરબ્રહ્મને ઢાકનાર પ્રસિદ્ધ અજ્ઞાનની શક્તિને આવરણશકિત કહે છે હસ્તામલકાચાર્યકૃત સ્તોત્રમાં પણ કહ્યુ છે કે "જેમ અજ્ઞાની મનુષ્યના નેત્ર વાદળાથી ઢંકાઇ જાય છે ત્યારે અજ્ઞાનીઓ કહે છે કે સૂર્યમ ડળને વાદળાએ ઢાકી દીધુ છે, વાસ્તવિક તેમ નથી તેજ પ્રમાણે મૂર્ખ માણુસ જે આત્મસ્વરૂપને બદ્ધ તરીકે માને છે તેને વિવેકી પુરૂષ નિત્ય, જ્ઞાનસ્વરૂપ અને સદા મુક્ત આત્મારૂપ હું છુ એમ કહે છે " ॥ ૩૫ ॥

अनयावृतस्यात्मनः कर्तृत्वभोक्तृत्वसुखित्वदुःखित्वादिसंसारसम्भावनापि भवति यथा स्वज्ञानेनावृतायां रज्ज्वां सर्पत्वसम्भावना ॥३६॥

જેમ ભ્રમથી આ ધારામા પડેલી દોરીમાં દોરી બુદ્ધિ ન થતા નવું જ સર્પ તરીકે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેજ પ્રમાણે અજ્ઞાનની આવરણ શક્તિદ્વારા આચ્છાદિત આત્માને સ્વસ્વરૂપનુ જ્ઞાન ન થતા તેથી વિરૂદ્ધજ 'હું કર્તા છુ, હું ભોક્તા છુ, હું સુખી છુ, હું દુખી છુ' ઈત્યાદિ મોહજાળથી વ્યાપ્ત કેવળ સ સારનુજ જ્ઞાન થાય છે ॥ ૩૬ ॥

विक्षेपशक्तिस्तु यथा रज्ज्वज्ञानं स्वावृतरज्जौ स्वशक्त्या सर्पादिकमुद्भावयति एवमज्ञानमपि स्वावृतात्मनि स्वशक्त्या आकाशादिप्रपञ्चमुद्भावयति तादृशं सामर्थ्यम् । तदुक्तम्–"विक्षेपशक्तिर्लिङ्गादिब्रह्माण्डान्तं जगत्सृजेत्" इति ॥ ३७ ॥

જેમ દોરડીમા રહેલું અજ્ઞાન પોતાની શક્તિદ્વારા દોરડીમાં સર્પના સ્વરૂપને પ્રત્યક્ષ કરાવે છે તેમજ આ વિક્ષેપનામવાળી શક્તિ અજ્ઞાનથી આચ્છાદિત આત્મસ્વરૂપમા આકાશાદિ પચમહાભૂતથી લઈ સર્વ જગત્નો ભ્રમ ઉત્પન્ન કરાવે છે એનેજ વિક્ષેપશક્તિ કહેવામાં આવે છે બીજા ગ્રન્થોમા પણ કહ્યુ છે કે "અજ્ઞાનની વિક્ષેપશક્તિ બ્રહ્મથી લઈ સ્તભ પર્યંત એટલે સ્થાવર સુધી દેખાતુ જે જગત્ તેને ઉત્પન્ન કરે છે. ॥ ૩૭ ॥

शक्तिद्वयवदज्ञानोपहितं चैतन्यं स्वप्रधानतया निमित्तं स्वोपाधिप्रधानतया उपादानञ्च भवति, यथा लूता तन्तुकार्यम्प्रति स्वप्रधानतया निमित्तं स्वशरीरप्रधानतयोपादानं च भवति ॥ २८ ॥

જેમ ઉર્ણનાભ નામનો કીડો પોતે બનાવેલા પ્રધાનરૂપથી જાળનુ નિમિત્તકારણ થાય છે અને શરીરપ્રધાનરૂપથી તેમાં રહેલ તાંતણાનું ઉપાદાન કારણ થાય છે તેમજ આવરણ અને વિક્ષેપશક્તિ સહિત અજ્ઞાનદ્વારા આચ્છાદિત ચૈતન્ય સ્વયપ્રધાનરૂપથી સપૂર્ણ જગત્નુ નિમિત્તકારણ થાય છે અને ઉપાધિરૂપ જે અજ્ઞાન તેના પ્રધાનરૂપથી ઉપાદાન કારણ પણ થાય છે ॥ ૩૮ ॥

तमःप्रधानविक्षेपशक्तिमदज्ञानोपहितचैतन्यादाकाश आकाशाद्वायुर्वायोरग्निरग्नेरापः अद्भ्यः पृथिवी चोत्पद्यते । "तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः" इत्यादिश्रुतेः ॥ ३९ ॥

તમોગુણપ્રધાન વિક્ષેપશક્તિયુક્ત અજ્ઞાનથી આચ્છાદિત જે ચૈતન્ય તેનાથી આકાશ ઉત્પન્ન થયુ છે, આકાશથી વાયુ અને વાયુથી અગ્નિ, અગ્નિથી જળ અને જળથી પૃથ્વી એ પ્રમાણે પચમહાભૂત ઉત્પન્ન થયાં છે એજ પ્રકારે ક્રમથી આખુ વિશ્વ ઉત્પન્ન થયુ છે. શ્રુતિમા પણ એમજ લખ્યુ છે કે. "તે આ આત્માથકી આકાશ ઉત્પન્ન થયુ છે" વિગેરે ॥ ૩૯ ॥

तेषु जाड्याधिकदर्शनात्तमःप्राधान्यं तत्कारणस्य । तदानीं सत्त्वरजस्तमांसि कारणगुणप्रक्रमेण तेष्वाकाशादिषूत्पद्यन्ते । इमान्येव सूक्ष्मभूतानि तन्मात्राण्यपंचीकृतानि चोच्यन्ते । एतेभ्यः सूक्ष्मशरीराणि स्थूलभूतानि चोत्पद्यन्ते ॥ ४० ॥

પૂર્વે કહેલ આકાશાદિ પચ મહાભૂતોમાં જડતાનો ભાગ વિશેષ હોવાથી તેનુ કારણ તમોગુણપ્રધાન માલુમ પડે છે તે આકાશાદિની

ઉત્પત્તિ થયા બાદ તેમના કારણના ગુણોના ઓછા વધતા પ્રમાણને અનુસાર સત્વ, રજ અને તમોગુણની ઉત્પત્તિ થાય છે આ પ્રમાણે પૂર્વે કહેલ અવસ્થાને પ્રાપ્ત થયેલ આકાશાદિ—સૂક્ષ્મભૂત, મહાભૂત, પંચતન્માત્રા અને અપંચીકૃત એ શબ્દોથી કહેવાય છે એજ સૂક્ષ્મભૂતોથી સૂક્ષ્મ અને સ્થૂલ શરીર ઉત્પન્ન થાય છે ॥ ૪૦ ॥

सूक्ष्मशरीराणि सप्तदशावयवानि लिंगशरीराणि। अवयवास्तु ज्ञानेन्द्रियपंचकं बुद्धिमनसी कर्मेन्द्रियपंचकं वायुपंचकं चेति। ज्ञानेन्द्रियाणि श्रोत्रत्वक्चक्षुर्जिह्वाघ्राणाख्यानि। एतान्याकाशादीनां सात्त्विकांशेभ्यो व्यस्तेभ्यः पृथक्क्रमेणोत्पद्यन्ते। बुद्धिर्नाम निश्चयात्मिकान्तःकरणवृत्तिः। मनो नाम संकल्पविकल्पात्मिकान्तःकरणवृत्तिः ॥ ४१ ॥

પાચ જ્ઞાનેન્દ્રિય, પાચ કર્મેન્દ્રિય, પાંચ વાયુ અને મન, બુદ્ધિ એ સત્તર અવયવો મળી લિંગ શરીર થાય છે તેને સૂક્ષ્મ શરીર પણ કહેવામા આવે છે આખ, કાન, નાક, જીભ અને ચામડી એ પાચ જ્ઞાનેન્દ્રિય કહેવાય છે. આ પાચ જ્ઞાનેન્દ્રિયો આકાશાદિ પચ મહાભૂતોના સાત્વિક અંશથી ઉત્પન્ન થએલી છે તેજના સાત્વિક અશથી નેત્ર, આકાશના સાત્વિક અશથી કાન, પૃથ્વીના સાત્વિક અશથી નાક, જલના સાત્વિક અશથી જીભ અને વાયુના સાત્વિક અશથી ચામડી એમ સર્વ ઉત્પન્ન થયેલા છે નિશ્ચયાત્મક અતઃકરણની વૃત્તિ બુદ્ધિ કહેવાય છે, અને સંકલ્પવિકલ્પ કરનારી અત કરણની વૃત્તિ મન કહેવાય છે ॥ ૪૧ ॥

अनयोरेव चित्ताहंकारयोरन्तर्भावः। अनुसन्धानात्मिकान्तःकरणवृत्तिश्चित्तम्। अभि-

मानात्मिकान्तःकरणवृत्तिरहंकारः। एते पुनराकाशादिगतसात्त्विकांशेभ्यो मिलितेभ्य उत्पद्यंते । एतेषां प्रकाशात्मकत्वात्सात्त्विकांशकार्यत्वम् ॥ ४२ ॥

ચિત્ત અને અહ કાર એ બે બુધ્ધિ અને મનની અ તર્ગત બે પ્રકારની વૃત્તિઓ છે અનુબ ધનાત્મક અન્ત કરણની વૃત્તિનું નામ ચિત્ત છે અને અભિમાનસહિત જે ચિત્તની વૃત્તિ છે તેનુ નામ અહકાર છે. એ બધા આકાશાદિ પચમહાભૂતોના મળેલા સાત્વિક અશોથી ઉત્પન્ન થાય છે પચ જ્ઞાનેન્દ્રિયો, બુદ્ધિ અને મન એ બધાં સ્વપ્રકાશ સ્વભાવવાળા છે અને એજ કારણથી એઓનુ પચમહાભૂતોના સાત્વિક અશોથી ઉત્પન્ન થવાપણું અનુમાન કરી શકાય છે ॥ ૪૨ ॥

इयं बुद्धिर्ज्ञानेन्द्रियैः सहिता सती विज्ञानमयकोशो भवति । अयं कर्तृत्वभोक्तृत्वाभिमानित्वेन इहलोकपरलोकगामी व्यावहारिको जीव इत्युच्यते ॥ ४३ ॥

સપૂર્ણ જ્ઞાનેન્દ્રિયો સહિત મળેલી બુદ્ધિને ‘ વિજ્ઞાનમય કોશ ’ કહેવામા આવે છે એજ વિજ્ઞાનમય કોશ હું કરૂ છુ, હું ભોગવુ છુ, હુ સુખી છુ, હું દુ ખી છુ, ઈત્યાદિ અભિમાનયુક્ત હોવાથી આ લોકમાં રહેનાર અને પરલોકમા જનાર જીવ એવા શબ્દથી વ્યવહારમાં કહેવામા આવે છે ॥ ૪૩ ॥

मनस्तु कर्म्मेन्द्रियैः सहितं सन्मनोमयकोशो भवति । कर्म्मेन्द्रियाणि वाक्पाणिपादपायूपस्थानि । एतानि पुनराकाशादीना रजोंशेभ्यो व्यस्तेभ्यः पृथक्क्रमेणोत्पद्यन्ते ॥ ४४ ॥

પાચ કર્મેન્દ્રિયોની સાથે મન મળવાથી તે 'મનોમય કોશ' કહેવાય છે વાણી, હાથ, પગ, ગુદા અને લિંગ એ પાંચ અવયવોનુ નામ કર્મેન્દ્રિય કહેવાય છે એજ પાચ કર્મેન્દ્રિયો આકાશાદિ પચમહાભૂતોના રાજસ અ શથી ઉત્પન્ન થયેલી છે આકાશના રજોભાગથી વાણી, વાયુના રજોભાગથી હાથ, જલના રજોભાગથી પગ, તેજના રજોભાગથી ગુદા અને પૃથ્વીના રજોભાગથી લિંગ એમ સર્વે ઉત્પન્ન થાય છે ॥ ૪૪ ॥

वायवः प्राणापानव्यानोदानसमानाः । प्राणोनाम प्राग्गमनवान् नासाग्रस्थानवर्त्ती । अपानो नाम अवाग्गमनवान् पाय्वादिस्थानवर्ती । व्यानोनाम विष्वग्गमनवानखिलशरीरवर्ती । उदान' कण्ठस्थानीयऊर्ध्वगमनवानुत्क्रमणवायुः । समानः शरीरमध्यगताशितपीतान्नादिसमीकरणकरः । समीकरणं तु–परिपाककरणं–रसरुधिरशुक्रपुरीषादिकरणम् ॥ ४५ ॥

પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પાચ વાયુ કહેવાય છે શરીરના ઉપરના ભાગમા નસકોરાના આગળના ભાગમા વસનાર વાયુનુ નામ પ્રાણવાયુ છે, નીચેના ભાગમાં ચાલનાર ગુદસ્થાનમાં રહેનાર વાયુને અપાનવાયુ કહેવામા આવે છે, બધી નાડીઓમાં ચાલનાર અને આખા શરીરમા રહેનાર વાયુને વ્યાનવાયુ કહે છે, ઉપરના ભાગમા ચાલનાર અને ક ઠમા રહેનાર વાયુને ઉદાનવાયુ કહેવામા આવે છે, અને ભોજન કરેલા અન્નને અને પીધેલા પાણીને સરખા ભાગમા કરી નાખનાર વાયુને સમાનવાયુ કહે છે ( ખાધેલી વસ્તુને પકાવી તેનુ લોહી, વીર્ય, અને વિષ્ઠા ઈત્યાદિ કરવુ એને સમીકરણ કરવુ એમ કહેવાય છે, અને તેમ કરવાથી એને સમાન વાયુ કહે છે. ) ॥ ૪૫ ॥

केचित्तु नागकूर्म्मकृकलदेवदत्तधनञ्जयाख्याः पंचान्ये वायवः सन्तीत्याहुः । तत्र नाग उद्गिरणकरः । कूर्म उन्मीलनादिकरः । कृकलः क्षुधाकरः । देवदत्तो जृम्भणकरः । धनञ्जयःपोषणकरः । एतेषां प्राणादिष्वन्तर्भावात्प्राणादयः पंचैवेति केचित् । इदं प्राणादिपंचकं आकाशादिगतरजोंशेभ्यो मिलितेभ्य उत्पद्यते ॥ ४६ ॥

સાખ્યશાસ્રને અવલ બન કરનાર તો એમ કહે છે કે, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધન જય એ બીજા પણ પાચ વાયુ છે ઓકવાની ક્રિયા કરનાર તથા ઓડકાર કરાવનાર વાયુને નાગવાયુ કહે છે, જે વાયુથી નેત્ર ઉઘડે અને મિચાઇ જાય તે કૂર્મ વાયુ કહેવાય છે, જે વાયુથી ભૂખ લાગે એને કૃકલ કહે છે, બગાસાં લાવનાર વાયુને દેવદત્ત કહેવાય છે અને જે વાયુથી પુષ્ટિ થાય છે તેને ધન જય કહે છે પર તુ વેદાતમતના આચાર્યો તો તે પ્રાણાદિ વાયુઓમા નાગાદિ પ ચવાયુઓનો અન્તર્ભાવ થઈ જતો હોવાથી કેવળ પ્રાણાદિ પાચ વાયુનેજ માને છે, બીજા કોઇ વાયુને તેમનાથી જુદા માનવા જ નથી આ પ્રાણાદિ પ ચ વાયુ એકઠા મળેલા આકાશાદિ પ ચ મહાભૂતોના રાજસ અ'શોથી ઉત્પન્ન થાય છે ॥ ૪૬ ॥

इदं प्राणादिपंचकं कर्मेन्द्रियसहितं सत् प्राणमयकोशो भवति । अस्य क्रियात्मकत्वेन रजोंशकार्य्यत्वम् । एतेषु कोशेषु मध्ये विज्ञानमयो ज्ञानशक्तिमान् कर्त्तृरूपः । मनोमय इच्छाशक्तिमान् करणरूपः । प्राणमयः क्रियाशक्ति-

मान् कार्य्यरूपः। योग्यत्वादेवमेतेषां विभाग इति वर्णयन्ति। एतत् कोशत्रयं मिलितं सत् सूक्ष्मशरीरमित्युच्यते ॥ ४७ ॥

પૂર્વે કહેલા પ્રાણાદિ ૫ ચવાયુ અને કર્મેન્દ્રિયો મળી 'પ્રાણમય કોશ' થાય છે જવુ આવવુ ઈત્યાદિ ક્રિયા એ પ્રાણાદિ પંચ વાયુનો સ્વભાવ છે, એજ કારણથી આ પંચવાયુ સંપૂર્ણ રાજસ અંશનું કાર્ય માલુમ પડે છે પૂર્વે કહેલા કોશોના મધ્યમાં જ્ઞાનશક્તિવાળો વિજ્ઞાનમય કોશ કર્ત્તા છે, ઈચ્છાશક્તિવાળો મનોમયકોશ કારણું છે, અને ક્રિયાશક્તિવાળો પ્રાણમય કોશ કાર્ય છે. આ પ્રકારે ત્રણે કોશોના વિભાગનુ વર્ણન કરેલુ છે આજ ત્રણ કોશ મળી કોશસમષ્ટિનુ સૂક્ષ્મશરીર કહેવાય છે ॥ ૪૭ ॥

अत्राप्यखिलसूक्ष्मशरीरमेकबुद्धिविषयतया वनवज्जलाशयवद्वा समष्टिः। अनेकबुद्धिविषयतया वृक्षवज्जलवद्वा व्यष्टिश्च भवति। एतत्समष्ट्युपहितं चैतन्यं सूत्रात्मा हिरण्यगर्भः प्राण इति चोच्यते सर्वानुस्यूतत्वात्, ज्ञानेच्छाक्रियाशक्तिमदपंचीकृतपंचमहाभूताभिमानित्वाच्च ॥ ४८ ॥

જેમ વન અને તળાવ એ ક્રમથી વૃક્ષ અને જલની સમષ્ટિ છે તેમજ સમસ્ત સૂક્ષ્મ શરીર એકરૂપ હોવાથી શરીરની સમષ્ટિ છે વળી જેમ વૃક્ષ અને જલ એ ક્રમથી વન અને તળાવની વ્યષ્ટિ છે તેમ સૂક્ષ્મ શરીર અનેક રૂપ દ્વારા શરીરની વ્યષ્ટિ પણ છે એજ પ્રકારે આ સૂક્ષ્મ શરીરની સમષ્ટિરૂપ ઉપાધિથી યુક્ત જે ચૈતન્ય તે વસ્ત્રમા રહેલ સૂત્રની માફક સર્વમા વ્યાપ્ત હોવાથી તથા જ્ઞાન, ઇચ્છા અને ક્રિયાશક્તિયુક્ત અપંચીકૃત પંચમહાભૂતનુ અભિમાની હોવાથી સૂત્રાત્મા, હિરણ્યગર્ભ અને પ્રાણ એ પ્રમાણે કહેવાય છે. ॥ ૪૮ ॥

अस्यैषा समष्टिः स्थूलप्रपंचापेक्षया सूक्ष्मत्वात् सूक्ष्मशरीरं विज्ञानमयादिकोशत्रयं जाग्रद्वासनामयत्वात् स्वप्नः । अत एव स्थूलप्रपंचलयस्थानमिति चोच्यते । एतद्व्यष्ट्युपहितं चैतन्यं तैजसो भवति तेजोमयान्तःकरणोपहितत्वात् ॥ ४९ ॥

પૂર્વે કહેલ હિરણ્યગર્ભનુ ઉપાધિસ્વરૂપ ત્રણ કોશવાળુ શરીર સ્થૂલ શરીરોની સમષ્ટિ જે સ્થૂલ પ્રપચ તેનાથી સૂક્ષ્મ હોય છે એટલે એને સૂક્ષ્મ શરીર અથવા ત્રણ કોશરૂપ કહેલુ છે, તેમજ જાગૃત અવસ્થાનુ સ્વરૂપ વાસનામય હોવાથી સ્વપ્ન પણ કહેવાય છે, અને એથી જ એને સ્થૂલ પ્રપંચનુ લયસ્થાન પણ કહેવાય છે આજ સ્થૂલ શરીરની વ્યષ્ટિરૂપ ઉપાધિથી યુકત ચૈતન્યને તેજોમય અન્ત કરણ એનુ' ઉપાધિરૂપ હોવાથી તૈજસ કહે છે ॥ ૪૯ ॥

अस्यापीयं व्यष्टिः स्थूलशरीरापेक्षया सूक्ष्मत्वात् सूक्ष्मशरीरं विज्ञानमयादिकोशत्रयं जाग्रद्वासनामयत्वात्स्वप्नः । अत एव स्थूलशरीरलयस्थानमिति चोच्यते । एतौ सूत्रात्मतैजसौ तदानीं सूक्ष्माभिर्मनोवृत्तिभिः सूक्ष्मविषयाननुभवतः । " प्रविविक्तभुक् तैजसः " इत्यादिश्रुतेः ॥ ५० ॥

પૂર્વે કહેલ તૈજસ સજ્ઞાવાળા ચૈતન્યનુ' ઉપાધિસ્વરૂપ આ વ્યષ્ટિરૂપ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરની અપેક્ષાથી અત્યત સૂક્ષ્મ છે માટે એને સૂક્ષ્મ શરીર અથવા ત્રણ કોશરૂપ કહેલુ છે, તેમજ જાગ્રત્ અવસ્થાનુ સ્વરૂપ વાસનામય હોવાથી સ્વપ્ન કહેવામા આવે છે અને

તેથીજ એને સ્થૂલ શરીરના લયસ્થાન તરીકે પણ કહેવામા આવે છે. સુષુપ્તિ અવસ્થામા આ હિરણ્યગર્ભ અને તૈજસ એ બે સૂક્ષ્મ એવી મનની વૃત્તિદ્વારા સૂક્ષ્મ વિષયનો અનુભવ કરે છે એ વિષયમા શ્રુતિનુ પ્રમાણ પણ છે કે. " તજસ સૂક્ષ્મ વસ્તુઓનો ઉપભોગ કરે છે." ॥ ૫૦ ॥

अत्रापि समष्टिव्यष्ट्योस्तदुपहितसूत्रात्मतैजसयोश्च वनवृक्षवत्तदवच्छिन्नाकाशवच्चजलाशयजलवत्तद्गतप्रतिबिम्बिताकाशवच्चाभेदः । एवं सूक्ष्मशरीरोत्पत्तिः ॥ ५१ ॥

જેમ વન અને વૃક્ષ એ બે પરસ્પર ભિન્ન નથી, વળી જેમ વનથી ઘેરાએલ આકાશથી વૃક્ષથી ઘેરાએલું આકાશ કોઈ રીતે જુદું નથી, જેમ તળાવ અને તેમા રહેલ જલનો કોઈ ભેદ નથી અને જેમ તળાવમા ભાસતું આકાશ અને જલમાં ભાસતુ આકાશ જુદુ નથી તેમજ સૂક્ષ્મ શરીરની સમષ્ટિ અને વ્યષ્ટિની તેમજ તત્સહિત હિરણ્યગર્ભ અને તૈજસની પણ જુદાઈ નથી એજ પ્રમાણે સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ છે. ॥ ૫૧ ॥

स्थूलभूतानि तु पंचीकृतानि । पंचीकरणं तु आकाशादिपंचस्वेकैकं द्विधा समं विभज्य तेषु दशभागेषु प्राथमिकान् पंच भागान् प्रत्येकं चतुर्धा समं विभज्य तेषां चतुर्णां भागानां स्वस्वद्वितीयार्द्धभागं परित्यज्य भागान्तेषु संयोजनम् । तदुक्तम् " द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ॥ स्वस्वेतरद्वितीयांशैर्यो जनात्पंच पंच ते" इति ॥ ५२ ॥

એકઠા થયેલા આકાશાદિ પંચ મહાભૂતોને સ્થૂલભૂત કહે છે. આ આકાશાદિ પંચભૂતોના મધ્યમાંથી દરેક ભૂતના બે સમાન ભાગ કરવાથી દશ ભાગ થાય છે ત્યારબાદ તેજ દશ ભાગના પહેલા પાચ ભાગના દરેકના સમાન ચાર ભાગ કરીને તે દરેક ચાર ભાગોને પોતાના બીજા અર્ધભાગને છોડીને પોતાનાથી બીજા ચાર ભૂતના બીજા અર્ધભાગ સાથે મેળવવા તેને પચીકરણ કહે છે આ બાબતમા પ્રમાણભૂત અન્ય ગ્રંથોમા પણ લખ્યુ છે કે –“ પચભૂતના દરેકના સમાન બે ભાગ કરી તેજ પચભૂતના દરેક પ્રથમ ભાગના ચાર ભાગ કરવા, પછી બીજા પંચભૂતના દરેક બીજા અંશમા દરેક ચાર ભાગને મેળવવા તેને પચીકરણ કહેવાય છે. ” ॥ ૫૨ ॥

अस्याप्रामाण्यं नाशङ्कनीयं त्रिवृत्करणश्रुतेः पंचीकरणस्याप्युपलक्षणार्थत्वात्। पंचानां पंचात्मकत्वे समानेऽपि “तेषु च वैशिष्ट्यात्तु तद्वादस्तद्वादः” इतिन्यायेन आकाशादिव्यपदेशः संभवति ॥ ५३ ॥

આ પચીકરણના પ્રમાણ બાબત શકા કરવી નહી, કેમકે ત્રિવૃત્કરણની શ્રુતિથી પચીકરણનો પણ ઉલ્લેખ થઈ જાય છે પાંચ ભૂતના પાંચ ભાગને રૂપમા સમાનતા એટલે પરસ્પર તેઓ મળેલા હોવાના કારણથી બરાબર હોવાપણ છતા દરેક પચભૂતનો જુદો જુદો વ્યવહાર પણ થઈ શકે છે આ બાબતમા ન્યાય પ્રમાણ છે જેમકે “ આકાશાદિ પંચમહાભૂતમા પોતપોતાનો અશ અધિક હોવાથી તેમનો આકાશાદિ ભૂતથી પણ વ્યવહાર સિધ્ધ થાય છે ॥ ૫૩ ॥

तदानीमाकाशे शब्दोऽभिव्यज्यते. वायौ शब्दस्पर्शौ, अग्नौ शब्दस्पर्शरूपाणि, अप्सु

शब्दस्पर्शरूपरसाः, पृथिव्यां शब्दस्पर्शरूपरसगन्धाश्च ॥ ५४ ॥

જ્યારે ઉપર પ્રમાણે પંચ મહાભૂતોનું પંચીકરણ થયું ત્યારેજ આકાશમાં શબ્દગુણ, વાયુમાં શબ્દ અને સ્પર્શ, અગ્નિમાં શબ્દ, સ્પર્શ અને રૂપ, જલમાં શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ, અને પૃથ્વીમાં, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ ગુણો પ્રકાશ થયા ॥ ૫૪ ॥

एतेभ्यः पञ्चीकृतेभ्यो भूतेभ्यो भूर्भुवःस्वर्महर्जनस्तपःसत्यमित्येतन्नामकानामुपर्युपरि विद्यमानानामतलवितलसुतलरसातलतलातलमहातलपातालनामकानामधोऽधो विद्यमानानां लोकानां ब्रह्माण्डस्य तदन्तर्गतचतुर्विधस्थूलशरीराणामन्नपानादीनाञ्चोत्पत्तिर्भवति ॥ ५५ ॥

આ સંપૂર્ણ પંચીકૃત આકાશાદિ ભૂતોથી, ઉપર ઉપર રહેલા ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપલોક, અને સત્યલોક ઉત્પન્ન થાય છે, અને એજ ભૂતોથી પછી ક્રમથી નીચે નીચે રહેલા અતલ, વિતલ, સુતલ, રસાતલ, તલાતલ, મહાતલ અને પાતાલ એ બધા લોક ઉત્પન્ન થાય છે, અને એઓથીજ બ્રહ્માણ્ડ અને ચાર પ્રકારના સ્થૂલ શરીર અને તે તે શરીરોને ભોજન કરવા યોગ્ય અન્ન પાનાદિ સર્વ વસ્તુ ઉત્પન્ન થાય છે ॥ ૫૫ ॥

चतुर्विधस्थूलशरीराणि जरायुजाण्डजस्वेदजोद्भिज्जाख्यानि ॥ जरायुजानि जरायुभ्यो जातानि मनुष्यपश्वादीनि । अण्डजानि अण्डेभ्यो जातानि पक्षिपन्नगादीनि । स्वेदजानि

स्वेदेभ्यो जातानि यूकामशकादीनि । उद्भि-
ज्जानि भूमिमुद्भिद्य जातानि लतावृक्षादीनि ॥५६॥

સ્થૂલ શરીરના ચાર ભેદ છે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ. જરાયુજથી ઉત્પન્ન થનાર મનુષ્ય અને પશુ ઇત્યાદિને જરાયુજ કહે છે, અડથી ઉત્પન્ન થનાર પક્ષી અને સર્પાદિકને અંડજ કહે છે, સ્વેદ એટલે પરસેવાથી ઉત્પન્ન થનાર જૂ, મત્સર ઈત્યાદિને સ્વેદજ કહે છે, અને પૃથ્વીને ફોડીને ઉત્પન્ન થનાર વેલા ઝાડ ઇત્યાદિને ઉદ્‌ભિજ્જ કહે છે. ॥ ૫૬ ॥

अत्रापि चतुर्विधस्थूलशरीरम् ॥ एकाने-
कबुद्धिविषयतया वनवज्जलाशयवद्वा समष्टिः,
वृक्षवज्जलवद्वा व्यष्टिरपि भवति । एतत्समष्ट्यु-
पहितं चैतन्यं वैश्वानरो विराडिति चोच्यते ।
सर्वनराभिमानित्वाद्विविधं राजमानत्वाच्च । अ-
स्यैषा समष्टिः स्थूलशरीरं अन्नविकारत्वादन्न-
मयकोशः । स्थूलभोगायतनत्वाज्जाग्रदिति
चोच्यते ॥ ५७ ॥

જેમ વન વૃક્ષસમુદાયની સમષ્ટિ છે અને વૃક્ષસમુદાય વનની વ્યષ્ટિ છે, તળાવ જલની સમષ્ટિ છે અને જલ તલાવની વ્યષ્ટિ છે તેમજ અહીં પણ ચાર પ્રકારના શરીર એક જગ્યાએ એકત્ર થયેલાં હોય તે સમષ્ટિ કહેવાય છે અને દરેક જુદા જુદા હોય તો વ્યષ્ટિ કહેવાય છે આ સ્થૂલ શરીરની સમષ્ટિથી યુક્ત ચૈતન્ય બધા દેહનુ અભિમાની હોવાથી વૈશ્વાનર અને અનેક પ્રકારે પ્રકાશમાન હોવાથી વિરાટ્ શબ્દથી કહેવાય છે આ સમષ્ટિરૂપ સ્થૂલ શરીરને અન્નના વિકારરૂપ નિમિત્તથી અન્નમય કોશ ’ કહે છે અને તેજ સમષ્ટિ સ્થૂલ ભોગનું સ્થાન છે એ કારણથી જાગૃત્ શબ્દથી પણ કહેવાય છે ॥ ૫૭ ॥

एतद्व्यष्ट्युपहितं चैतन्यं विश्व इत्युच्यते। सूक्ष्मशरीराभिमानमपरित्यज्य स्थूलशरीरादिप्रवेष्टृत्वात्। अस्याप्येषा व्यष्टिः स्थूलशरीरमन्नविकारत्वात् अन्नमयकोशः॥ स्थूलभोगायतनत्वात् जाग्रदिति चोच्यते॥ ५८॥

વ્યષ્ટિરૂપ સ્થૂલ શરીરથી યુકત જે ચૈતન્ય તેને 'વિશ્વ' શબ્દથી કહે છે એજ કારણથી આ ચૈતન્ય સ્થૂલ શરીરના અભિમાનને છોડ્યા વિના સ્થૂલ શરીરમા પ્રવેશ કરે છે પૂર્વમા કહેલ વ્યષ્ટિને સ્થલ શરીર કહ્યુ છે એના અન્નવિકાર સ્વરૂપને 'અન્નમય કોશ' કહે છે, અને તેજ વ્યષ્ટિ સ્થૂલભોગનુ સ્થાન છે તે કારણથી જાગ્રત્ શબ્દથી પણ કહેવામાં આવે છે ॥ ૫૮ ॥

तदानीमेतौ विश्ववैश्वानरौ दिग्वातार्कप्रचेतोऽश्विभिः क्रमान्नियन्त्रितेन श्रोत्रादीन्द्रियपञ्चकेन क्रमाच्छब्दस्पर्शरूपरसगन्धान् अग्नीन्द्रोपेन्द्रयमप्रजापतिभिः क्रमान्नियन्त्रितेन वागादीन्द्रियपञ्चकेन क्रमाद्वचनादानगमनविसर्गानन्दाञ्चंद्रचतुर्मुखशङ्कराच्युतैः क्रमान्नियन्त्रितेन मनोबुद्ध्यहङ्कारचित्ताख्येनान्तरिन्द्रियचतुष्केण क्रमात् संशयनिश्चयाहङ्कार्यचैत्तांश्च सर्वानेतान् स्थूलविषयाननुभवतः। "जागरितस्थानो बहिःप्रज्ञः" इत्यादिश्रुतेः॥ ५९॥

જાગ્રત્ અવસ્થામાં વિશ્વ અને વૈશ્વાનર એ બે–દિશા, વાયુ, સૂર્ય, વરૂણ, અને અશ્વિનિકુમાર એઓ દ્વારા પ્રેરણા કરાયાથી કાન,

ચામડી, આખ, જીભ, અને નાક એ પાંચ જ્ઞાનેન્દ્રિયોથી અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષયોનો અનુભવ કરે છે, તેમજ અગ્નિ, ઇન્દ્ર, વિષ્ણુ, યમ અને બ્રહ્મા એઓ દ્વારા પ્રેરણા કરાયાથી વાણી, હાથ, પગ, ગુદા, અને શિશ્ન એ પાચ કર્મેન્દ્રિયોથી અનુક્રમે બોલવુ, લેવુ, ચાલવુ, ત્યાગ કરવો અને આનન્દ એ પાચ બહારના વિષયોનો અનુભવ કરે છે, અને ચંદ્રમા, બ્રહ્મા, શિવ અને વિષ્ણુ એ ચાર દેવોની પ્રેરણા કરાયાથી મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એ ચાર આન્તર ઇન્દ્રિયોથી અનુક્રમે સંશય, નિશ્ચય, અહંકાર અને ચિત્તસંબંધી સ્થૂલ વિષયોનો અનુભવ કરે છે એ બાબતમા શ્રુતિ પણ પ્રમાણ છે કે. "જાગૃત અવસ્થામા વિશ્વ અને વૈશ્વાનર બહારના સ્થલ વિષયોનો અનુભવ કરે છે" ॥ ૫૯ ॥

अत्राप्यनयोः स्थूलव्यष्टिसमष्ट्योस्तदुपाहितयोर्विश्ववैश्वानरयोश्च वनवृक्षवत्तदवच्छिन्नाकाशवच्च जलाशयजलवत्तद्गतप्रतिबिम्बाकाशवच्च वा पूर्ववदभेदः । एवं पञ्चीकृतपञ्चभूतेभ्यः स्थूलप्रपञ्चोत्पत्तिः ॥ ६० ॥

જેમ વન ને વૃક્ષમાં અને વન ને વૃક્ષથી ઘેરાએલ આકાશમા તેમજ જલાશય ને જલમા અને જલાશય ને જલમા પ્રતિબિંબિત થયેલ આકાશમા કંઈપણ ભેદ નથી તેજ પ્રમાણે સ્થૂલ શરીરની સમષ્ટિ વ્યષ્ટિમા અને સ્થૂલ શરીરની સમષ્ટિ વ્યષ્ટિમાં અનુક્રમે રહેલ વૈશ્વાનર અને વિશ્વનો પણ કોઈ પ્રકારનો ભેદ નથીજ આ પ્રકારે એકત્ર થયેલા ૫ ચભૂતથી સ્થૂલ શરીરની ઉત્પત્તિ થાય છે ॥ ૬૦ ॥

एतेषां स्थूलसूक्ष्मकारणशरीरप्रपञ्चानां समष्टिरेको महान्प्रपञ्चो भवति । यथा अवान्तरवनानां समष्टिरेकं महद्वनं भवति यथाऽवान्तरजलाशयानां समष्टिरेको महाञ्जलाशयः ।

एतदुपहितविश्ववैश्वानरादीश्वरपर्यन्तंचैतन्यमपि अवान्तरवनावच्छिन्नाकाशवदवान्तरजलाशयगतप्रतिबिम्बिताकाशवच्चैएकमेव ॥ ६१ ॥

જેમ જુદાં જુદાં વનોની એક સમષ્ટિથી એક મોટું વન બની જાય છે, જુદા જુદા તળાવોની સમષ્ટિથી એક મોટું તળાવ બની જાય છે. તેમજ સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરની પ્રપંચસમષ્ટિથી એક મોટો પ્રપંચ બની જાય છે જેમ સંપૂર્ણ વનથી ઘેરાયેલ આકાશ અને બધા જલાશયોમાં પ્રતિબિંબિત થયેલું આકાશ એ બે એકજ આકાશ છે તેજ પ્રકારે સંપૂર્ણ પ્રપંચથી યુક્ત વિશ્વ, વૈશ્વાનર, હિરણ્યગર્ભ, તૈજસ, પ્રાજ્ઞ અને ઈશ્વર એ સર્વ એકજ ચૈતન્ય છે ॥૬૧॥

आभ्यां महाप्रपञ्चतदुपहितचैतन्याभ्यां तप्तायःपिण्डवदविविक्तं सदनुपहितं चैतन्यं "सर्वं खल्विदं ब्रह्मैव" इति महावाक्यवाच्यं भवति विविक्तं सल्लक्ष्यमपि भवति ॥ ६२ ॥

જેમ અગ્નિથી તપેલા લોઢાનો ગોળામા અભેદ ભાવથી રહેલ અગ્નિ "અયો દહતિ"–"લોઢું બાળે છે." એ વાકયના વાચ્ય અર્થરૂપે પ્રતીત થાય છે અને જુદો અગ્નિ ઉપર કહેલ વાકયના લક્ષ્ય અર્થ રૂપે પ્રતીત થાય છે તેમજ મહાપ્રપંચથી યુક્ત ચૈતન્ય આ મહાપ્રપંચથી અભેદ રૂપે થઇ "सर्वं खल्विदं ब्रह्म"–"આ સર્વ દેખાતું નિશ્ચયથી બ્રહ્મ છે" એ વાકયના વાચ્ય અર્થ રૂપે સ્ફુરે છે અને ભેદ રૂપે થઇ (ઉપર કહેલ મહાવાકયના) લક્ષ્ય અર્થ રૂપે પણ સ્ફુરેછે ॥૬૨॥

एवं वस्तुन्यवस्त्वारोपोऽध्यारोपः सामान्येन प्रदर्शितः। इदानीं प्रत्यगात्मनि इदमिदमयमयमारोपयतीति विशेष उच्यते। तथाच

अतिप्राकृतस्तु "आत्मा वै जायते पुत्रः" इत्यादिश्रुतेः स्वस्मिन्निव स्वपुत्रेऽपि प्रेमदर्शनात् पुत्रे पुष्टे नष्टेऽहमेव पुष्टो नष्टश्चेत्याद्यनुभवाच्च पुत्र आत्मेति वदति । चार्वाकस्तु "स वा एष पुरुषोऽन्नमयः" इत्यादि श्रुतेः प्रदीप्तगृहात्स्वपुत्रं परित्यज्यापि स्वस्य निर्गमदर्शनात् स्थूलोऽहं कृशोऽहमित्याद्यनुभवाच्च स्थूलशरीरमात्मेति वदति । अपरश्चार्वाकः "ते ह प्राणाः प्रजापतिं समेत्य ब्रूयुः" इत्यादिश्रुतेः इन्द्रियाणामभावे शरीरचलनाभावात्काणोहं बधिरोहं इत्याद्यनुभवाच्च इन्द्रियाण्यात्मेति वदति ॥ ६२ ॥

આ પ્રમાણે સ ક્ષેપથી વસ્તુરૂપ બ્રહ્મચૈતન્યમા અવસ્તુનો આરોપ જે અધ્યારોપ કહેવાય છે તે દેખાડયો હવે વિશેષરૂપથી જીવનો ચૈતન્યમા અધ્યારોપ એટલે કયા કયા મતવાળા કઈ કઈ વસ્તુને જીવાત્મા કહે છે તે દેખાડે છે

અત્ય ત અજ્ઞાની પુરુષ પુત્રને આત્મા કહે છે, અને શ્રુતિનુ પ્રમાણુ આપે છે કે "આત્મા એજ પુત્રરૂપે જન્મ લે છે" અને યુકિત પણુ એવાજ ઢ ગથી બતાવે છે કે, જેમ પોતાનામા પ્રેમ થાય છે તેમજ પુત્રમા પણુ પ્રેમનો અનુભવ થાય છે, માટે પુત્રજ આત્મા છે આ બાબત એક બીજો અનુભવ પણુ દેખાડે છે કે "પુત્રના પુષ્ટ થવાથી હુ પોતે પુષ્ટ થયો અને પુત્રના નષ્ટ થવાથી હુ નષ્ટ થયો એમ જ્ઞાન થાય છે એ કારણુથી પણુ પુત્રજ આત્મા છે." વળી ચાર્વાકના મતને અનુસરનારા તો સ્થલ શરીરને આત્મા કહે છે, અને શ્રુતિનુ પ્રમાણુ પણુ આપે છે કે "અન્નમય રસનો વિકા-

રયુક્ત આ પુરૂષજ આત્મા છે," અને વળી યુક્તિ પણ બતાવે છે કે: 'કોઈ વાર બળતું હોય તો છોકરાને પણ મુકી દઈને લોકો પોતાનો બચાવ કરે છે,' અને આ બાબતનો અનુભવ પણ દેખાડે છે કે, 'હું પુષ્ટ છું, હું દુર્બલ છું' એવું જ્ઞાન સર્વસાધારણને થાય છે એ કારણથી પણ સ્થૂલ શરીરજ આત્મા છે વળી બીજા ચાર્વાક મતને અનુસરનારા તો ઈન્દ્રિયોના સમુદાયને આત્મા કહે છે, અને શ્રુતિનું પ્રમાણ પણ બતાવે છે કે: "ઇન્દ્રિયોનો સમુદાય બ્રહ્માની પાસે જઇને કહે છે" એટલે ઈન્દ્રિયોના ન હોવાથી શરીર કંઇપણ વ્યાપાર કરી શકતું નથી એ કારણથી પણ ઇન્દ્રિયસમુદાયજ આત્મા છે, અને યુક્તિ પણ બતાવે છે કે, 'હું અંધ છું, હું બહેરો છું,' એ પ્રકારે સર્વને જ્ઞાન થાય છે, એથી પણ ઈન્દ્રિયસમુદાયજ આત્મા છે ॥ ૬૩॥

अपरश्चार्वाकः "अन्योऽन्तर आत्मा प्राणमयः" इत्यादिश्रुतेः प्राणाभावे इन्द्रियचलनायोगात् अहमशनायावानहं पिपासावान् इत्याद्यनुभवाच्च प्राण आत्मेति वदति । अन्यस्तु चार्वाकः "अन्योन्तर आत्मा मनोमयः" इत्यादिश्रुतेः मनसि सुप्ते प्राणादेरभावात् अहं सङ्कल्पवानहं विकल्पवानित्याद्यनुभवाच्च मन आत्मेति वदति ॥ ६४ ॥

કોઈ કોઈ ચાર્વાક મતને અનુસરનારા પ્રાણને આત્મા કહે છે, અને શ્રુતિનું પ્રમાણ આપે છે કે. "પ્રાણમય અન્તરાત્મા શરીરાદિથી ભિન્ન છે" અને પોતાના મતને સ્થાપવા માટે એવુ પણ કહે છે કે, જે સમય શરીરમા પ્રાણ નથી રહેતો તે સમયે ઇન્દ્રિયોના સમુદાયથી કોઈ ક્રિયા થઈ શકતી નથી એથી પ્રાણજ આત્મા છે, અને યુક્તિ પણ દેખાડે છે કે, 'હુ ભુખ્યો છુ, હું તરસ્યો છુ' એ પ્રકારે પંક્તિથી લઈ

પામર માણુસ સુધી સર્વને અનુભવ થાય છે માટે પ્રાણુજ આત્મા છે વળી કોઈ કોઇ ચાર્વાક મતને અનુસરનારા મનને આત્મા કહે છે, અને શ્રુતિનું પ્રમાણુ આપે છે કે "મનોમય અન્તરાત્મા શરીર, ઈન્દ્રિયો અને પ્રાણુ એ સર્વથી ભિન્ન છે એ કારણુથી મનજ આત્મા છે, અને પોતાના મતનું સમર્થન કરવા યુક્તિ પણુ બતાવે છે કે જ્યારે મન સ્વપ્નાવસ્થામા હોય છે ત્યારે પ્રાણાદિકનો અભાવ હોય છે અને 'મને આ સંકલ્પ થાય છે, આ વિકલ્પ થાય છે' એ પ્રકારે સર્વને અનુભવ થાય છે એ કારણુથી મનજ આત્મા છે ॥૬૪॥

**बौद्धस्तु "अन्योऽन्तर आत्मा विज्ञानमयः" इत्यादिश्रुतेः कर्तुरभावे करणस्य शक्त्यभावात् "अहं कर्ता अहं भोक्ता" इत्याद्यनुभवाच्च बुद्धिरात्मेति वदति ॥ ६५ ॥**

બૌદ્ધ મતને અનુસરનારા બુદ્ધિને આત્મા કહે છે અને શ્રુતિનું પ્રમાણુ આપે છે કે "વિજ્ઞાનમય અ તરાત્મા શરીર, પ્રાણુ અને મનથકી ભિન્ન છે" વળી યુક્તિ પણુ બતાવે છે કે, જે વખત કર્તાનો અભાવ હોય છે ત્યારેજ કરણુની શક્તિનો અભાવ થાય છે એવી પ્રતીતિ થાય છે, અને બુદ્ધિનો અભાવ હોવાથી ઈન્દ્રિયોની શક્તિનો અભાવ જોવામા આવે છે, અને 'હું કર્તા છુ, હું ભોકતા છુ.' એ પ્રકારનો અનુભવ પણુ પ ડિતથી લઈ પામર પ્રાણી સુધી પ્રસિદ્ધ છે માટે બુદ્ધિજ આત્મા છે એમ કહે છે ॥ ૬૫ ॥

**प्राभाकरतार्किकौ तु "अन्योऽन्तर आत्मा आनन्दमयः" इत्यादिश्रुतेः सुषुप्तौ बुद्ध्यादीनामज्ञाने लयदर्शनात् 'अहमज्ञ' इत्याद्यनुभवाच्च अज्ञानमात्मेति वदतः ॥ ६६ ॥**

પ્રાભાકાર (મીમાંસક) અને તાર્કિક (નૈયાયિક) એ બે તો અજ્ઞાનનેજ આત્મા કહે છે, અને શ્રુતિનું પ્રમાણુ પણુ આપે છે કેઃ

" અન્તરાત્મા શરીરાદિથી ભિન્ન અને આનંદમય છે, " અને યુક્તિ પણ બતાવે છે કે, સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધ્યાદિનો અજ્ઞાનમા લય થાય છે અને ' હું મૂર્ખ છુ, હું અજ્ઞાની છું ' એ પ્રકારે દરેકને અનુભવ પણ થાય છે એ કારણથી અજ્ઞાનજ આત્મા છે ॥ ६६ ॥

भट्टस्तु " प्रज्ञानघन एवानन्दमय आत्मा " इत्यादिश्रुतेः सुषुप्तौ प्रकाशाप्रकाशसद्भावात् मामहं जानामीत्याद्यनुभवाच्च अज्ञानोपहितं चैतन्यमात्मेति वदति ॥ ६७ ॥

ભટ્ટમતને અનુસરનાર કોઈ મીમાંસક અજ્ઞાનસમષ્ટિદ્વારા તત્સહિત ચૈતન્ય અર્થાત્ ઇશ્વરચૈતન્યનેજ આત્મા કહે છે, અને શ્રુતિનુ પ્રમાણુ પણુ આપે છે કેઃ " આત્મા એજ પ્રજ્ઞાનઘન તથા આનન્દમય છે, " અને યુક્તિ પણ બતાવે છે કે, સુષુપ્તિસમયમા બધાઓનો લય થવા છતાં અજ્ઞાનયુક્ત ચૈતન્યનો પ્રકાશ રહે છે, અને ' હું મને જાણુતો નથી ' એવો અનુભવ પણુ થાય છે એ કારણુથી અજ્ઞાનોપહિત ચૈતન્યજ આત્મા છે ॥ ६७ ॥

अपरो बौद्धः " असदेवेदमग्र आसीत् " इत्यादिश्रुतेः सुषुप्तौ सर्वाभावादहं सुप्तः सुषुप्तौ नासमित्युत्थितस्य स्वभावपरामर्शविषयानुभवाच्च शून्यमात्मेति वदति ॥ ६८ ॥

બૌદ્ધ મતને અનુસરનાર કોઈ એક તો શૂન્યનેજ આત્મા કહે છે, અને શ્રુતિનુ પ્રમાણુ પણુ આપે છે કેઃ " જગત પહેલા અસત્ હતું " અને યુક્તિ પણુ બતાવે છે કે, સુષુપ્તિસમયમાં બુધ્યાદિ સર્વનો અભાવ હોય છે, અને સુષુપ્તિમાંથી ઉઠેલા પુરૂષને એવુ જ્ઞાન થાય છે કે, ' સુષુપ્તિમાં મારો અભાવ થઇ ગયો હતો ' એ અનુભવ ઉપરથી શૂન્યજ આત્મા છે. ॥ ६८ ॥

एतेषां पुत्रादीनां शून्यपर्य्यन्तानामनात्मत्वमुच्यते । एतैरतिप्राकृतादिवादिभिरुक्तेषु श्रुतियुक्त्यनुभवाभासेषु पूर्वपूर्वोक्तश्रुतियुक्त्यनुभवाभासानामुत्तरोत्तरश्रुतियुक्त्यनुभवाभासैरात्मत्वबाधदर्शनात्पुत्रादीनामनात्मत्वं स्पष्टमेवेति ॥ ६९ ॥

ખરી વાત તો એ છે કે પુત્રથી લઇ શૂન્ય સુધી કોઇને પણ આત્મા કહી શકાય નહીં, કેમકે પુત્રાદિકોનું અનાત્મત્વ સ્પષ્ટ માલુમ પડે છે. જે લોકો પુત્રાદિકને આત્મા માને છે તે સર્વ મૂર્ખ લોકો છે, કારણ કે તેઓના પહેલાં દેખાડેલાં શ્રુતિપ્રમાણ, યુક્તિપ્રમાણ અને અનુભવપ્રમાણ એ સર્વ ઉત્તરોત્તર દેખાડેલા શ્રુતિપ્રમાણ, યુક્તિપ્રમાણ અને અનુભવપ્રમાણ દ્વારા ખ ડિત થઈ ચુકેલાં છે એ કારણથી પૂર્વે દેખાડેલ મતાવલ બીઓએ જે પુત્રાદિને આત્મા કહ્યો છે તે બીલકુલ ઠીક નથી ॥ ૬૯ ॥

किञ्च "प्रत्यगस्थूलो अचक्षुरप्राणो अमना अकर्त्ता चैतन्यं चिन्मात्रं सत" इत्यादिप्रबलश्रुतिविरोधात् अस्य पुत्रादिशून्यपर्य्यन्तस्य जडस्य चैतन्यभास्यत्वेन घटादिवदनित्यत्वात् अहं ब्रह्मेति विद्वदनुभवप्राबल्याच्च तत्तच्छ्रुतियुक्त्यनुभवाभासानां बाधितत्वादपि पुत्रादिशून्यपर्य्यन्तमखिलमनात्मैव ॥ ७० ॥

વળી જો પુત્રાદિકને આત્મા કહેશો તો શ્રુતિ ઇત્યાદિ પ્રમાણોનો વિરોધ આવશે, કેમકે શ્રુતિ તો કહે છે કે. "આત્મા સ્થૂલ નથી, આત્મા ઇન્દ્રિયગણ નથી, આત્મા પ્રાણ નથી, મન નથી, કર્ત્તા નથી,

પરંતુ કેવલ ચૈતન્યમય સત્યસ્વરૂપ છે" માટે પુત્રાદિ આત્મા થઈ શકે નહી. પુત્રાદિથી શૂન્યપર્યંત સર્વને, જે જે જડ વસ્તુ છે તે સર્વ ચૈતન્યથી પ્રકાશિત થાય છે એટલે ઘટાદિની માફક અનિત્યપણાનો પ્રસંગ પ્રાપ્ત થાય માટે તેમ માનવુ ઉચિત નથી. વળી જ્ઞાનીઓને 'હું જ બ્રહ્મ છુ' એ પ્રકારે દૃઢ અનુભવ થાય છે માટે એ કારણથી પણ પુત્રથી લઈ શૂન્યપર્યંત કોઈ પણ પદાર્થને આત્મા કહી શકાતો નથી. વળી પુત્રાદિને આત્મા કહેવાથી પૂર્વમા કહેલા શ્રુતિ, યુક્તિ, અનુભવ એ સર્વ પ્રમાણોનો વિરોધ થશે માટે એ કારણથી પુત્રાદિનું અનાત્મત્વ સ્પષ્ટ માલુમ પડે છે ॥ ૭૦ ॥

अतस्तत्तद्भासकं नित्यशुद्धबुद्धमुक्तसत्य स्वभावं प्रत्यक्चैतन्यमेवात्मतत्त्वमितिवेदान्त-विदनुभवः। एवमध्यारोपः ॥ ७१ ॥

ખરેખર તો એમજ છે કે પુત્રથી લઈ શૂન્યપર્યંતનો જે પ્રકાશક છે અને જે નિત્ય, શુદ્ધ, સર્વજ્ઞ, મુક્ત, સત્યસ્વરૂપ અને પ્રત્યક્ ચૈતન્ય છે તેજ આત્મા છે એવો વેદાન્તશાસ્ત્રને જાણનાર માણસોનો અનુભવ છે.

આ પ્રકારે વસ્તુમા અવસ્તુનો અધ્યારોપ–સ્વરૂપ અધ્યારોપ ન્યાયવિશેષરૂપથી દેખાડ્યો. ॥ ૭૧ ॥

अपवादोनाम रज्जुविवर्त्तस्य सर्पस्य रज्जु-मात्रत्ववत् वस्तुविवर्त्तस्यावस्तुनोऽज्ञानादेः प्रप-ञ्चस्य वस्तुमात्रत्वम्। तदुक्तम् "सतत्त्वतोऽन्य-थाप्रथाविकार इत्युदीरितः। अतत्त्वतोऽन्यथा-प्रथाविवर्त्त इत्युदाहृतः" ॥ ७२ ॥

હવે અપવાદ ન્યાય દેખાડે છે. દોરડીમા સર્પનો ભ્રમ થયા પછી તે ભ્રમ જ્યારે મટી જાય છે તે વખત જેમ સર્પજ્ઞાન નષ્ટ થઈ જાય છે અને કેવલ દોરડીનુંજ જ્ઞાન રહી જાય છે તેમ સચ્ચિદાનંદ

બ્રહ્મમા અવસ્તુરૂપ અજ્ઞાનાદિ જડ પદાર્થનો ભ્રમ થયા પછી જે સમય તે ભ્રમનો નાશ થાય છે તે સમયે કેવળ બ્રહ્મ માત્ર બાકી રહે છે, કેમકે એ રૂપ જ્ઞાનનુ વિવર્ત્ત છે જેમ ગ્રન્થાતરમાં કહ્યુ છે કે "જે સ્વરૂપને વિકૃત કરીને કાર્યને ઉત્પન્ન કરે છે તે વિકારી અથવા પરિણામી ઉપાદાન કારણ છે, અને જે કારણસ્વરૂપનો વિકાર કર્યા વિના કાર્યને ઉત્પન્ન કરે છે તેને વિવર્ત કારણ કહેવાય છે" જેમ દોરડી સર્પના જ્ઞાન પ્રતિ વિવર્ત કારણ છે ॥ ૭૨ ॥

तथाहि—खल्वुच्यते यथा एतद्भोगायतनं चतुर्विधं स्थूलशरीरजातं, एतद्भोग्यरूपान्नपानादिकं, एतदाश्रयभूतभूरादिचतुर्दशभुवनानि, एतदाश्रयभूतं ब्रह्माण्डञ्चैतत् सर्वं एतेषां कारणरूपपञ्चीकृतभूतमात्रं भवति। एतानि शब्दादिविषयसहितानि पञ्चीकृतभूतजातानि सूक्ष्मशरीरजातञ्चैतत् सर्वमेतेषां कारणरूपमपञ्चीकृतभूतमात्रं भवति। एतदज्ञानं अज्ञानोपहितं चैतन्यं चेश्वरादिकं एतदाधारभूतानुपहितचैतन्यरूपं तुरीयब्रह्ममात्रं भवति। आभ्यामध्यारोपापवादाभ्यां तत्त्वंपदार्थशोधनमपि सिद्धं भवति। तथाहि—अज्ञानादिसमष्टिः, एतदुपहितं सर्वज्ञत्वादिविशिष्टं चैतन्यम्, एतदनुपहितं चैतन्यञ्चैतत्त्रयं तप्तायःपिण्डवदेकत्वेनावभासमानं तत्पदवाच्यार्थो भवति एतदुपाध्युपहिताधारभूतमनुपहितं चैतन्यं तत्पदलक्ष्यार्थो भवति ॥७३॥

ભ્રમનો નાશ થવાથી જે આ સંપૂર્ણ પ્રપંચ પોતપોતાના કારણમાં લીન થઈને બ્રહ્મરૂપમા અવસ્થિત થાય છે તે હવે દેખાડે છે.

સ્થૂલ ભોગનાં સ્થાનસ્વરૂપ ચાર પ્રકારના સ્થૂલ શરીર, અને તેઓને ભોગ્ય એવા અન્ન પાનાદિ ને એ સર્વના આધાર સ્વરૂપ ભૂલોકથી લઈ ચૌદલોક, અને એઓના વર્ત્તમાન સ્થાનસ્વરૂપ બ્રહ્માંડ એ બધુ પંચીકૃત પંચમહાભૂતમાત્રજ છે. શબ્દસ્પર્શાદિ વિષયોસહિત આ સંપૂર્ણ પંચીકૃત પંચમહાભૂત અને સૂક્ષ્મ શરીર એ બધાં પોતપોતાના કારણરૂપ અપંચીકૃત પંચમહાભૂતમાત્રજ છે સત્ત્વ આદિ ગુણયુક્ત આ સંપૂર્ણ અપંચીકૃત પંચમહાભૂત ઉત્પત્તિના ઉલટા ક્રમથી એટલે પૃથ્વી જલથી, જલ અગ્નિથી, અગ્નિ વાયુથી, વાયુ આકાશથી, આકાશ અજ્ઞાનથી એ પ્રકારે કારણરૂપ અને અજ્ઞાનયુક્ત ચૈતન્યમાત્રજ છે. એજ અજ્ઞાન અને અજ્ઞાનયુક્ત ચૈતન્યરૂપ ઈશ્વરથી લઈ સર્વ તેના આધારભૂત કેવલ ચૈતન્યરૂપ તુરીય બ્રહ્મ છે. આથી પૂર્વે કહેલ અધ્યારોપ અને અપવાદમાં કહેલી રીતિથી "તત્ અને ત્વમ્" એ બે પદાર્થોનું શોધન એટલે સંગતિ ઠીક થાય છે અજ્ઞાનાદિકની સમષ્ટિ અર્થાત્ અજ્ઞાન, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરના સમષ્ટિ, તે સહિત ચૈતન્ય અર્થાત્ હિરણ્યગર્ભ, અને વિરાટ્ ચૈતન્ય અને તેથી રહિત ચૈતન્ય એટલે તુરીય બ્રહ્મ ચૈતન્ય આ ત્રણ પ્રકારના પદાર્થ તપાવેલ લોઢાની માફક અતિરિક્તરૂપ, "તત્" એ પદનો વાચ્ય અર્થ થાય છે, અને અજ્ઞાનાદિકની સમષ્ટિરૂપ ઉપાધિ અને તત્સહિત ઈશ્વરાદિ ચૈતન્યનુ આધારભૂત તુરીય બ્રહ્મ ચૈતન્ય તે "તત્" પદનો લક્ષ્યાર્થ થાય છે ॥ ૭૩ ॥

अज्ञानादिव्यष्टिः, तदुपहितालपज्ञत्वादिविशिष्टचैतन्यं, एतदनुपहितं चैतन्यञ्चैतत्त्रयं तप्तायःपिण्डवदेकत्वेन भासमानं त्वंपदवाच्योऽर्थो भवति । एतदुपाध्युपहिताधारभूतमनुपहितं प्रत्यगानन्दं तुरीयं चैतन्यं त्वंपदलक्ष्यार्थो भवति ॥ ७४ ॥

અજ્ઞાનાદિકની વ્યષ્ટિ અર્થાત્ અજ્ઞાન, સૂક્ષ્મ શરીર અને સ્થૂલ શરીરની વ્યષ્ટિ, તત્સહિત ચૈતન્ય અર્થાત્ પ્રાજ્ઞ, તૈજસ, અને વિશ્વ, તથા તદ્રહિત ચૈતન્ય અર્થાત્ તુરીય બ્રહ્મચૈતન્ય એ ત્રણે તપાવેલ લોઢાની માફક અભિન્નરૂપ એટલે એકરૂપે "ત્વમ્" પદનો વાચ્યાર્થ થાય છે તથા અજ્ઞાનાદિકની વ્યષ્ટિ અને પ્રાજ્ઞ આદિ ચૈતન્યનું આધારસ્વરૂપ કેવલ આનન્દરૂપ તુરીય બ્રહ્મ ચૈતન્ય "ત્વમ્" એ પદનો લક્ષ્યાર્થ થાય છે. ॥ ૭૪ ॥

अथ महावाक्यार्थो वर्ण्यते । इदं तत्त्वमसि वाक्यं सम्बन्धत्रयेण अखण्डार्थबोधकं भवति । सम्बन्धत्रयं नाम पदयोः सामानाधिकरण्यं पदार्थयोर्विशेषणविशेष्यभावः प्रत्यगात्मपदार्थयोर्लक्ष्यलक्षणभावश्चेति । यदुक्तम्-"सामानाधिकरण्यं च विशेषणविशेष्यता । लक्ष्यलक्षणसम्बन्धः पदार्थप्रत्यगात्मनाम्-" इति ॥ ७५ ॥

હવે મહાવાક્યના અર્થનો વિચાર કરવામા આવે છે એ વાક્ય ત્રણ પ્રકારના સબંધથી અખંડ બ્રહ્મચૈતન્યનુ બોધક થાય છે હવે એ ત્રણ સંબંધ કયા કયા તે કહેછે. પહેલો 'સામાનાધિકરણ્ય,' બીજો 'વિશેષ્યવિશેષણભાવ' અને ત્રીજો 'લક્ષ્યલક્ષણભાવ.' "તત્" અને "ત્વમ્" એ બે પદોની એક અધિકરણમાં અવસ્થિતિ થવાથી સામાનાધિણ્ય સંબધ થાય છે, બે પદાર્થોના પરસ્પર વિશેષ્યવિશેષણરૂપ સંબંધને વિશેષ્યવિશેષણભાવ કહે છે અને પ્રત્યગાત્મા લક્ષ્ય અને બે પદો લક્ષણ એ પ્રકારના સબધને લક્ષ્યલક્ષણસંબંધ કહે છે. બીજા ગ્રંથોમાં પણ કહ્યુ છે કે "સામાનાધિકરણ્ય, વિશેષ્યવિશેષણ ભાવ અને લક્ષ્યલક્ષણભાવ એ ત્રણ પ્રકારના સંબંધ પદાથ અને પ્રત્યગાત્માના છે ॥ ૭૫ ॥

सामानाधिकरण्यसम्बन्धस्तावत् यथा सोऽयं देवदत्त इति वाक्ये तत्कालविशिष्टदेव-

दत्तवाचकशब्दस्य एतत्कालविशिष्टवाचकायं-शब्दस्य च एकस्मिन्देवदत्तपिण्डे तात्पर्य्यसम्बन्धः। तथा च " तत्त्वमसि " वाक्येऽपि परोक्षत्वादिविशिष्टचैतन्यवाचकतच्छब्दस्याऽपरोक्षत्वादिविशिष्टचैतन्यवाचकत्वंपदस्य चैकस्मिन् चैतन्ये तात्पर्य्यसम्बन्धः ॥ ७६ ॥

હવે સામાનાધિકરણ્ય સબધ દેખાડે છે જેમ કે " सोऽयं देवदत्त. " એ વાકયમા " स " શબ્દ પહેલે દેખેલી વસ્તુનો બોધ કરે છે, અને " અયમ્ " શબ્દથી વર્તમાન દેખાતી વસ્તુનો બોધ થાય છે, અને એ બે શબ્દાર્થોનો એક દેવદત્ત નામના પુરૂષમા જેમ બોધ થાય છે તેમજ " તત્ત્વમસિ " એ વાકયમા પણ અપ્રત્યક્ષ ચૈતન્યનો બોધક 'તત્' શબ્દ છે અને પ્રત્યક્ષ ચૈતન્યનો બોધક " ત્વમ " શબ્દ છે. એ બે શબ્દાર્થોનુ એક ચૈતન્યમય બ્રહ્મમા તાત્પર્ય છે એજ સામાનાધિકરણ્ય સબધ કહેવાય છે ॥ ૭૬ ॥

विशेषणविशेष्यभावसम्बन्धस्तु यथा तत्रैव वाक्ये स शब्दार्थतत्कालविशिष्टदेवदत्तस्यायं-शब्दार्थैतत्कालविशिष्टदेवदत्तस्य चान्योन्यभेदव्यावर्त्तकतया विशेषणविशेष्यभावः। तथात्रापि वाक्ये तत्पदार्थपरोक्षत्वादिविशिष्टचैतन्यस्य त्वंपदार्थापरोक्षत्वादिविशिष्टचैतन्यस्य चान्योन्यभेदव्यावर्त्तकतया विशेषणविशेष्यभावः ॥ ७७ ॥

હવે વિશેષણુવિશેષ્યભાવ સંબધ દેખાડે છે જેમ પહેલાં કહેલા " सोऽय देवदत्तः " એ વાકયમા " सः " પદનો અર્થ પ્રથમ

દેખેલી વસ્તુનો બોધક થાય છે અને ' અયમ્ ' પદનો અર્થ વર્તમાન કાલમાં દેખાતી વસ્તુનો બોધક થાય છે અને એકજ દેવદત્ત પુરૂષમાં એ બે પદોના અર્થનુ તાત્પર્ય અભિન્નરૂપથી માલુમ પડતું હોવાથી બે પદોના અર્થોનો પરસ્પર વિશેષ્યવિશેષણરૂપ સબધ છે તેમજ " તત્ત્વમસિ " એ વાકયમા પણ " તત્ " પદનો અર્થ અપ્રત્યક્ષ ચૈતન્ય ને ' ત્વમ્ ' પદનો અર્થ પ્રત્યક્ષ ચૈતન્ય છે, અને એ બે પદોના અર્થોનુ એકજ વસ્તુમાં અભિન્નરૂપથી તાત્પર્ય માલુમ પડતું હોવાથી એ બે પદોના અર્થનો પરસ્પર વિશેષ્યવિશેષણભાવ સંબધ છે. ॥૭૭॥

लक्ष्यलक्षणभावसम्बन्धस्तु यथा तत्रैव सशब्दायंशब्दयोस्तदर्थयोर्वा विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वपरित्यागेन अविरुद्धदेवदत्तेन सह लक्ष्यलक्षणभावः । तथात्रापि वाक्ये तत्त्वंपदयोस्तदर्थयोर्वा विरुद्धपरोक्षत्त्वापरोक्षत्वादिविशिष्टत्वपरित्यागेनाविरुद्धचैतन्येन सह लक्ष्यलक्षणभावः । इयमेव भागलक्षणेत्युच्यते ॥७८॥

હવે લક્ષ્યલક્ષણભાવ સબધ દેખાડે છે. જેમ પહેલા કહેલા " सोऽय देवदत्तः " એ વાકયમા " સ " પદનો અર્થ પૂર્વ કાલમાં દેખાવાપણુ છે અને " અયમ્ " પદનો અથ વર્તમાન કાલમાં દેખાવાપણું છે, તેમા આ બે પરસ્પર વિરૂદ્ધ અર્થોનો ત્યાગ કરવાથી કેવલ એક દેવદત્ત પુરૂષજ લક્ષ્ય થાય છે અને " સ , અયમ્ " એ બે પદ લક્ષણ થાય છે અને એ કારણથી એમનો લક્ષ્યલક્ષણભાવ સબધ છે. તેજ પ્રમાણે " તત્ત્વમસિ " એ વાકયમા પણ જે " તત્ " પદનો અર્થ અપ્રત્યક્ષ અને " ત્વમ્ " પદનો અર્થ પ્રત્યક્ષત્વ છે તેમા આવો પરસ્પર વિરૂદ્ધ અર્થોનો ત્યાગ કરવાથી કેવલ એક અવિરૂદ્ધ ચૈતન્ય લક્ષ્ય થાય છે અને " તત્, ત્વમ્ " પદ લક્ષણ થાય છે એજ કાર-

ણથી એમનો લક્ષ્યલક્ષણભાવ સંબંધ છે આનેજ શાસ્ત્રકારો ભાગ-લક્ષણાસંબંધ કહે છે. ॥ ૭૮ ॥

अस्मिन् वाक्ये नीलमुत्पलमिति वाक्यवद्वाक्यार्थो न सङ्गच्छते । तत्र नीलपदार्थनीलगुणस्य उत्पलपदार्थोत्पलद्रव्यस्य च शुक्लपदादिव्यावर्त्तकतयाऽन्योन्यविशेषणरूपसंसर्गस्यान्यतरविशिष्टस्यान्यतरस्य वा तदैक्यस्य वाक्यार्थत्वाङ्गीकरणे प्रमाणान्तरविरोधाभावाद्वाक्यार्थः सङ्गच्छते । अत्र तु तत्पदार्थपरोक्षत्वादिविशिष्टचैतन्यस्य त्वम्पदार्थापरोक्षत्वादिविशिष्टचैतन्यस्य चान्योन्यभेदव्यावर्त्तकतया विशेषणविशेष्यभावसंसर्गस्य अन्यतरविशिष्टस्यान्यतरस्य वा तदैक्यस्य वाक्यार्थत्वाङ्गीकारे प्रत्यक्षादिप्रमाणविरोधाद्वाक्यार्थो न सङ्गच्छते ॥ ७९ ॥

"નીલમુત્પલમ્" એ વાકયથી જેવો વાકયાર્થ થાય છે તેજ પ્રમાણે "તત્ત્વમસિ" એ વાકયનો વાકયાર્થ સંગત થતો નથી, કારણ કે "નીલમુત્પલમ્" એ વાકયમાં નીલપદનો અર્થ નીલગુણ છે અને ઉત્પલ પદનો અર્થ ઉત્પલ દ્રવ્ય છે, અને એ બને શબ્દો શુકલત્વાદિ ગુણ અને ઘટપટાદિ દ્રવ્યના વ્યાવર્તક એટલે છુટા પાડનાર છે એ કારણથી પરસ્પર વિશેષ્યવિશેષણભાવ સંબંધ અથવા એકની બીજાની સાથે વાકયાર્થ સંગતિ થાય છે, પરંતુ "તત્ત્વમસિ" એ વાકયમા સર્વજ્ઞત્વ અને કિંચિજ્જ્ઞત્વમા પ્રત્યક્ષાદિ પ્રમાણનો વિરોધ હોવાથી "નીલમુત્પલમ્" એના વાકયાર્થની માફક "તત્ત્વમસિ"

નો વાકયાર્થ સંગત થતો નથી, માટે દૃષ્ટાન્ત સિદ્ધાન્તનું વૈષમ્યપણું છે એટલે આ ઠેકાણે પૂર્વે કહેલ ભાગલક્ષણા કરવીજ યોગ્ય છે. ॥ ७९ ॥

अत्र तु गङ्गायां घोषः प्रतिवसतीतिवज्जहल्लक्षणा न सङ्गच्छते। तत्र तु गङ्गाघोषयोराधाराधेयभावलक्षणस्य वाक्यार्थस्याशेषतो विरुद्धत्वाद्वाच्यार्थमशेषतः परित्यज्य तत्सम्बन्धितीरलक्षणाया युक्तत्वाज्जहल्लक्षणा सङ्गच्छते। अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वरूपस्य वाक्यार्थस्य भागमात्रे विरोधाद्भागान्तरमपरित्यज्यान्यलक्षणाया अयुक्तत्वाज्जहल्लक्षणा न सङ्गच्छते ॥ ८० ॥

જેમ "ગંગાયાં ઘોષ પ્રતિવસતિ" એ વાકયમાં જહત્સ્વાર્થ-લક્ષણાવૃત્તિથી વાકયાર્થ સંગત થાય છે તે પ્રકારે "તત્ત્વમસિ" એ વાકયનો જહત્સ્વાર્થલક્ષણાવૃત્તિ દ્વારા વાકયાર્થ સંગત થતો નથી કેમકે "ગંગાયા ઘોષ પ્રતિવસતિ" એ વાકયમા જલપ્રવાહરૂપ ગંગા અને ઘોષ એટલે ભરવાડને રહેવાનુ ઘર એ બેના આધાર–આધેય ભાવનો અસંભવ હોવાથી વાકયાર્ય બાધિત થાય છે એ કારણથી વિરોધ દૂર કરવા માટે તાત્પર્યની અનુપપત્તિ હોવાથી ગંગાપદનો શકયાર્થ જે ભગીરથ રાજાએ ખોદેલ ખાડામાં વહેતો જલપ્રવાહરૂપ ગંગા અર્થ તેનો ત્યાગ કરીને લક્ષણાવૃત્તિ દ્વારા ગંગાના સમીપવર્તિ ગંગાતીરમા ગંગારૂપ અર્થ યુક્તિથી કલ્પના કરી શકાય છે એ પ્રકારે શબ્દના મુખ્ય અર્થનો ત્યાગ કરીને અન્ય અર્થનો સ્વીકાર કરવો એ લક્ષણા અર્થાત્ જહત્સ્વાર્થ-લક્ષણા એમા ઘટે છે આ પ્રમાણે "તત્ત્વમસિ" એ વાકયમા પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ એ બેનો ઐકયસ્વરૂપ વાકયાર્થમાં કોઈ વિરોધ નથી પણ કેવલ પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષના પ્રતિપાદક અંશમાં વિરોધ છે માટે

પૂર્વની માફક શક્યાર્થનો ત્યાગ કરીને લક્ષ્યાર્થનો સ્વીકાર કરાતો નથી. એટલે એજ કારણથી "તત્ત્વમસિ" એ વાક્યમાં જહત્સ્વાર્થલક્ષણા સંગત થતી નથી ૮૦ ॥

न च गङ्गापदं स्वार्थपरित्यागेन तीरपदार्थं यथा लक्षयति तथा तत्पदं त्वंपदं वा वाच्यार्थपरित्यागेन त्वंपदार्थं तत्पदार्थं वा बोधयतु तत् कुतोऽजहल्लक्षणा न सङ्गच्छते इति वाच्यम् । तत्र तीरपदाश्रवणेन तदर्थाप्रतीतौ लक्षणया तत्प्रतीत्यपेक्षायामपि तत्त्वंपदयोः श्रूयमाणत्वेन तदर्थप्रतीतौ लक्षणया पुनः अन्यतरपदेनान्यतरपदार्थप्रतीत्यपेक्षाभावात् । श्रुतवाक्यस्य मुख्यार्थविरोधे मुख्यार्थसम्बन्धिन्यश्रुतपदार्थे लक्षणेति सर्वजनप्रसिद्धम् ॥ ८१ ॥

જેમ ગંગાપદથી ગંગાપદના વાચ્યાર્થનો ત્યાગ કરીને લક્ષણા દ્વારા તીર અર્થનુ ગ્રહણ થાય છે તેમ લક્ષણા દ્વારા તત્પદના વાચ્યાર્થનો પરિત્યાગ કરીને ત્વમ્ પદમા અથવા ત્વમ્ પદના શક્યાર્થનો ત્યાગ કરીને તત્ પદાર્થમાં તત્ અને ત્વમ્ પદનો અર્થ લક્ષિત થાય તો 'તત્ત્વમસિ' વાક્યમા પણ જહત્સ્વાર્થ લક્ષણા સંગત થઈ જશે ? એમ શંકા થાય તો તે ઠીક નથી, કેમકે 'ગંગાયાં ઘોષ પ્રતિવસતિ' એ વાક્યમા તીર શબ્દનું ઉચ્ચારણ નથી એ કારણથી તીર અર્થની અપેક્ષા કરવી પડતી હોવાથી જહત્સ્વાર્થલક્ષણા સંગત થાય છે, પરંતુ "તત્ત્વમસિ" એ વાક્યમાં 'તત્' અને 'ત્વમ્' એ બે પદાર્થ યુક્ત છે અને એઓનો અર્થ પ્રસિદ્ધ છે એ કારણથી એમા લક્ષણા દ્વારા અન્ય પદને અન્યતર અર્થની આવશ્યકતા નથી અને તેથી એ "તત્ત્વમસિ" એ વાક્યમાં જહત્સ્વાર્થલક્ષણા અસંગત થાય છે કેમ કે જે કોઈ વાક્ય-

સંભળાય છે. તે વાકયનો મુખ્ય અર્થ સમજવામાં વિરોધ આવે તો ત્યાં તે મુખ્ય અર્થના સબંધી નહી સાંભળેલા પદાર્થમાં તે મુખ્ય અર્થની લક્ષણા કરવી એમ સર્વ લોકમા પ્રસિદ્ધ છે ॥ ૮૧ ॥

अत्र शोणो धावतीति वाक्यवदजहल्लक्षणापि न सङ्गच्छते। तत्र शोणगुणगमनलक्षणस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तदाश्रयाश्वादिलक्षणायां तद्विरोधपरिहारसम्भवादजहल्लक्षणा सम्भवति अत्र तु परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वस्य वाक्यार्थस्य विरुद्धत्वात्तदपरित्यागेन तत्सम्बन्धिनो यस्य कस्यचिदर्थस्य लक्षितत्वेऽपि तद्विरोधाऽपरित्यागादजहल्लक्षणापि न सम्भवत्येव ॥ ८२ ॥

હવે "શોણો ધાવતિ" એ વાકયમાં જે પ્રકારે અજહત્સ્વાર્થ લક્ષણા સંગત થાય છે તે પ્રકારે "તત્ત્વમસિ" એ વાકયમાં અજહત્સ્વાર્થ લક્ષણા પણ સંગત થતી નથી, કેમકે "શોણો ધાવતિ" એ વાકયમાં શોણ (લાલરંગ) ગુણની ગમનક્રિયા બાધિત છે એટલે સભવતી નથી અને તેથી શોણ એ પદ શકયાર્થનો પરિત્યાગ કર્યા શિવાય અર્થાત્ લાલાશ એ અર્થ સહિત લક્ષણા દ્વારા શોણગુણવિશિષ્ટ ઘોડા ઈત્યાદિમા લક્ષિત થાય છે ત્યારે ગમનક્રિયાનો વિરોધ થતો નથી અને એજ કારણથી "શોણો ધાવતિ" એ વાકયમા અજહત્સ્વાર્થ લક્ષણા સંગત થાય છે, પરંતુ "तत्त्वमसि" એ વાક્યમા પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ ચૈતન્યના પ્રત્યક્ષરૂપ વાકયાર્થમાં પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષના પ્રતિપાદક અંશમાં વિરોધ આવવાના કારણે વિરૂદ્ધ અંશનો પરિત્યાગ કર્યા શિવાય લક્ષણા દ્વારા તેના સબંધી કોઈ અર્થ લક્ષિત થઈને વિરોધ દૂર થતો હોય એમ નથી અને એ કારણથી અજહત્સ્વાર્થ લક્ષણા પણ અસંગત થાય છે. ॥ ૮૨ ॥

न च तत्पदं त्वम्पदं वा स्वार्थविरुद्धांशपरित्यागेनांशान्तरसहितं तत्पदार्थं त्वंपदार्थं वा लक्षयतु अतः कथं प्रकारान्तरेण भागलक्षणाङ्गीकरणमिति वाच्यम्। एकेन पदेन स्वार्थांशपदार्थान्तरोभयलक्षणाया असम्भवात् पदान्तरेण तदर्थप्रतीतौ लक्षणया पुनरन्यतरपदार्थप्रतीत्यपेक्षाभावाच्च ॥ ८३ ॥

અને એ પણ નથી કહી શકાતું કે "તત્" વા "ત્વમ્" પદાર્થનો સ્વ સ્વ વિરૂધ્ધ અર્થાંશનો પરિત્યાગ કરીને અવિરૂદ્ધ અર્થની સાથે "તત્" વા "ત્વમ્" પદનો અર્થ લક્ષિત થઈને ભાગલક્ષણાનો સ્વીકાર કરવો પણ નિષ્ફળ છે, કેમકે એક પદ દ્વારા પોતાના વિરૂધ્ધ અંશનો પરિત્યાગ અને અન્ય પદાર્થ: એ બે અર્થોનુ લક્ષણાથી થવુ અસંભવિત છે, અને તેથી અન્ય પદ દ્વારા તે તે અર્થ પ્રતીત થતો હોવાથી, લક્ષણા દ્વારા અન્યને તેનાથી અન્ય પદાર્થનો બોધ થઈ શકતો નથી ॥ ૮૩ ॥

तस्माद्यथा सोऽयं देवदत्त इति वाक्यं तदर्थो वा तत्कालैतत्कालविशिष्टदेवदत्तलक्षणस्य वाच्यार्थस्यांशविरोधात् विरुद्धतत्कालैतत्कालविशिष्टत्वांशं परित्यज्याविरुद्धं देवदत्तांशमात्रं लक्षयति तथा तत्त्वमसीतिवाक्यं तदर्थो वा परोक्षत्वापरोक्षत्वादिविशिष्टचैतन्यैकत्वलक्षणस्य वाच्यार्थस्यांशविरोधाद्विरुद्धपरोक्षत्वापरोक्षत्वाविशिष्टांशं परित्यज्याविरुद्धमखण्डचैतन्यमात्रं लक्षयति ॥ ८४ ॥

માટે જેમ 'સોય' દેવદત્તઃ' એ વાકયમાં પૂર્વકાલમાં દેખેલો અને વર્તમાન કાલમા દેખાતો જે દેવદત્તરૂપ વાચ્યાર્થ છે તેનો એક અ શમાં વિરોધ હોવાથી વિરૂદ્ધ અ શ જે પૂર્વકાલ છે એનો અને વર્ત્તમાન કાલ છે એનો પરિત્યાગ કરી દેવદત્ત અ શ લક્ષ્યાર્થ થાય છે તે પ્રકારે "તત્વમસિ" એ વાકયમા પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ ચૈતન્યનો ઐકય રૂપ જે વાચ્યાર્થ છે તેના એકાશનો વિરુધ્ધ અ શ જે પ્રત્યક્ષત્વ અને અપ્રત્યક્ષત્વ તેનો પરિત્યાગ કરીને અવિરૂધ્ધ અખ ડ ચૈતન્યાશ માત્ર લક્ષ્યાર્થ થાય છે ॥ ૮૪ ॥

अथाधुना अहं ब्रह्मास्मीत्यनुभववाक्यार्थो वर्ण्यते । एवमाचार्य्येणाध्यारोपापवादपुरःसरं तत्त्वम्पदार्थौ शोधयित्वा वाक्येनाखण्डार्थेऽवबोधितेऽधिकारिणोऽहं नित्य–शुद्ध–बुद्ध–मुक्त–सत्य–स्वभावपरमानन्दानन्ताद्वयं ब्रह्मास्मीत्यखण्डाकाराकारिता चित्तवृत्तिरुदेति । सा तु चित्प्रतिबिम्बसहिता सती प्रत्यगभिन्नमज्ञातं परं ब्रह्म विषयीकृत्य तद्गताज्ञानमेव बाधते तदा पटकारणतन्तुदाहे पटदाहवदखिलकार्य्यकारणेऽज्ञाने बाधिते सति तत्कार्य्यस्याखिलस्य बाधितत्वात् तदन्तर्भूताखण्डाकाराकारिता चित्तवृत्तिरपि बाधिता भवति॥८५॥

હવે "અહં બ્રહ્માસ્મિ" એ અનુભવવાકયનો અર્થ લખે છે

આચાર્યે પહેલા કહેલા અધ્યારોપ અને અપવાદન્યાય દ્વારા "તત્" "ત્વમ્" એ બન્ને પદના અર્થનુ શોધન કરીને જ્યારે "તત્વમસિ" આ વાકયથી અખંડ ચૈતન્યનો બોધ થાય છે ત્યારે હું

નિત્ય-શુદ્ધ-બુદ્ધ-મુક્ત-સત્યસ્વરૂપ-પરમાનન્દ-અદ્વિતીય બ્રહ્મ છું એવા પ્રકારની અ તઃકરણની અખંડવૃત્તિ થવાથી એમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે અને ત્યારે તે ચિત્તવૃત્તિ ચતન્યથી પ્રકાશિત થાય છે. ત્યારપછી પ્રકાશિત થયેલી તે ચિત્તવૃત્તિ જીવ બ્રહ્મની એકતાનુ જ્ઞાન કરાવે છે, અને અભિન્ન પરબ્રહ્મવિષયક અજ્ઞાનનો નાશ કરે છે જેમ વસ્ત્રના તતુઓનો નાશ થવાથી વસ્ત્રનો નાશ થાય છે તેમજ સ પૂર્ણ સ સારનું કારણ અજ્ઞાન નષ્ટ થવાથી તેમાજ અ તર્ગત અખ ડાકાર અંતઃકરણની વૃત્તિ પણ નષ્ટ થઈ જાય છે ॥ ૮૫ ॥

तत्र वृत्तौ प्रतिबिम्बितं चैतन्यमपि यथा प्रदीपप्रभा आदित्यप्रभावभासनसमर्था सती तयाभिभूता भवति तथा स्वयंप्रकाशमानप्रत्यगभिन्नपरब्रह्मावभासनानर्हतया तेनाभिभूतं सत् स्वोपाधिभूताखण्डवृत्तेर्बाधितत्वाद्दर्पणाभावे मुखप्रतिबिम्बस्य मुखत्वमात्रवत्प्रत्यगभिन्नपरब्रह्ममात्रं भवति ॥ ८६ ॥

જેમ દિવાની કાન્તિ સૂર્યની કાન્તિનો પ્રકાશ થવાથી અસમર્થ થઈને પોતે આપોઆપ નિસ્તેજ થઈ જાય છે તેમ અન્ત કરણની વૃત્તિમા પ્રતિબિંબિત ચૈતન્ય પણ સ્વય પ્રકાશસ્વરૂપ બ્રહ્મચૈતન્યને પ્રકાશિત કરવામા અસમર્થ થાય છે અર્થાત્ સ્વયપ્રકાશ બ્રહ્મચૈતન્યથી પોતે અભિભૂત થાય છે અને જેમ દર્પણ ન હોવાથી મુખનું પ્રતિબિંબ રહેતુ નથી પણ કેવલ મુખજ રહે છે તેમજ ઉપાધિભૂત અંત·કરણની વૃત્તિ ન રહેવાથી ઉપહિત ચૈતન્ય પણ રહેતું નથી કિન્તુ કેવલ સ્વયપ્રકાશ બ્રહ્મજ માત્ર રહે છે. આ પ્રમાણે જ્ઞાનીને 'હું બ્રહ્મ છુ.' એવા પ્રકારનો અનુભવ થાય છે. ॥ ૮૬ ॥

एवञ्च सति "मनसैवानुद्रष्टव्यम् । यन्मनसा न मनुते" इत्यनयोःश्रुत्योरविरोधः । वृत्ति-

व्याप्यत्वाङ्गीकारेण फलव्याप्यत्वप्रतिषेधप्रतिपादनात्। उक्तञ्च–"फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निराकृतम्। ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता"॥ इति। स्वयंप्रकाशमानत्वान्नाभास उपयुज्यत इति॥ ८७॥

પૂર્વોક્ત અનુભવપ્રકાર સિદ્ધ થયેથી "બ્રહ્મ મનથી ધારણ થઈ શકે છે" અને "મનથી બ્રહ્મ ધારણ થઈ શકતું નથી" આ પરસ્પર વિરોધવાળી બન્ને શ્રુતિઓનો વિરોધ પણ દૂર થઈ જાય છે, કારણ કે મનોવૃત્તિદ્વારા બ્રહ્મવિષયક અજ્ઞાનનો નાશ થઈ જાય છે કિન્તુ અન્ત કરણની વૃત્તિમા પ્રતિબિમ્બિત ચતન્ય પરબ્રહ્મ ચૈતન્યનો પ્રકાશ કરી શકતું નથી આ વિષયમા પ્રમાણ પણ છે કે "શાસ્ત્રકારોએ અ ત કરણમાં પ્રતિબિંબિત ચૈતન્ય દ્વારા પરબ્રહ્મ ચૈતન્યના પ્રકાશના નિષેધપૂર્વક અન્ત કરણની વૃત્તિદ્વારા તદ્વિષયક અજ્ઞાનનો નાશ થવાનો સ્વીકાર કર્યો છે" કારણ કે પરબ્રહ્મ સ્વપ્રકાશસ્વરૂપ છે એ કારણથી તેનો પ્રકાશ બીજાના કર્યાથી થઇ શકતો નથી ॥ ૮૭॥

जडपदार्थाकाराकारितचित्तवृत्तेर्विशेषोऽस्ति। तथाहि–अयं घट इति घटाकाराकारितचित्तवृत्तिरज्ञातं घटं विषयीकृत्य तद्गताज्ञाननिरसनपुरःसरं स्वगतचिदाभासेन जडमपि घटं भासयति। तदुक्तम्–"बुद्धितत्स्थचिदाभासो द्वावपि व्याप्नुतो घटम्॥ तत्राज्ञानं धिया नश्येदाभासेन घटं स्फुरेत्" इति। यथा प्रदीपप्रभामण्डलमन्धकारगतं घटादिकं

विषयीकृत्य तद्गतान्धकारनिरसनपुरःसरं स्वप्रभया तदवभासयतीति ॥ ८८ ॥

અખંડકાર અંતઃકરણની વૃત્તિથી ઘટાદિ જડ પદાર્થાકાર અંતઃકરણની વૃત્તિની કાંઈક વિશેષતા છે ઘટનું પ્રત્યક્ષ થવાના સમયે ઘટાકાર ચિત્તવૃત્તિ અજ્ઞાત ઘટને વિષય કરીને તેના અજ્ઞાનનો નાશ કરતી સતી અંતઃકરણવૃત્તિના પ્રતિબિંબ દ્વારા અર્થાત્ સ્વગત ચિદાભાસના દ્વારા ઘટનો પ્રકાશ કરે છે આ વિષયમાં પ્રમાણ પણ છે કે "અંતઃકરણની વૃત્તિ અને તદ્ગત્ પ્રતિબિંબિત ચૈતન્ય આ બંને ઘટને પ્રાપ્ત થાય છે, પરંતુ અંતઃકરણની વૃત્તિ દ્વારા ઘટના અજ્ઞાનનો નાશ થાય છે, અને પ્રતિબિંબિત ચૈતન્ય દ્વારા ઘટ પ્રકાશિત થાય છે જેમ દિવાની કાંતિ અંધકારમાં રાખેલા ઘટપટાદિકોને પ્રાપ્ત થઈને ઘટપટાદિગત અંધકારનો નાશ કરીને તેનો પ્રકાશ કરે છે તે પ્રમાણે અંતઃકરણની વૃત્તિદ્વારા ઘટ વિગેરેના અજ્ઞાનનો નાશ થાય છે, અને અંતઃકરણમાં પ્રતિબિંબિત ચૈતન્યદ્વારા ઘટાદિકનો પ્રકાશ થાય છે. ॥ ૮૮ ॥

एवंभूतस्वस्वरूपचैतन्यसाक्षात्कारपर्य्यन्तं श्रवणमनननिदिध्यासनसमाध्यनुष्ठानस्यापेक्षितत्वात्तेऽपि प्रदर्श्यन्ते । श्रवणं नाम षड्विधलिङ्गैरशेषवेदान्तानामद्वितीयवस्तुनि तात्पर्य्यावधारणम् । लिङ्गानि तु उपक्रमोपसंहाराभ्यासापूर्वताफलार्थवादोपपत्त्याख्यानि । तदुक्तम्—"उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् । अर्थवादोपपत्ती च लिङ्गं तात्पर्य्यनिर्णये" ॥ ८९ ॥

એ પ્રમાણે પરમાત્મરૂપ ચૈતન્યનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી શ્રવણ, મનન, નિદિધ્યાસન, સમાધિ અને અનુષ્ઠાન એ કરવાં આવશ્યક થાય છે. એ કારણથી હવે શ્રવણાદિકનું લક્ષણ લખે છે.

છ પ્રકારનાં લિંગો દ્વારા અદ્વિતીય બ્રહ્મમાં સમસ્ત વેદાંતશાસ્ત્રના તાત્પર્યનો નિશ્ચય કરવો તેનુ નામ 'શ્રવણ' કહેવાય છે.

છ પ્રકારના લિંગોના નામ આ પ્રમાણે છે ઉપક્રમોપસંહાર, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ ગ્રથાંતરમાં પણ લખ્યુ છે કે "પૂર્વોક્ત છ પ્રકારના લિંગ તાત્પર્યાર્થનો નિશ્ચય કરાવનાર છે" ॥ ૮૯ ॥

तत्र प्रकरणप्रतिपाद्यस्यार्थस्य तदाद्यंतयो-रुपादानमुपक्रमोपसंहारौ। यथा छान्दोग्ये षष्ठे प्रपाठके प्रकरणप्रतिपाद्यस्याद्वितीयवस्तुनः "एकमेवाद्वितीयम्" इत्यादौ "एतदात्म्यमिदं सर्वम्" इत्यन्ते च प्रतिपादनम्। प्रकरणप्रतिपा-द्यस्य वस्तुनः तन्मध्ये पौनःपुन्येन प्रतिपादन-मभ्यासः। यथा तत्रैवाद्वितीयवस्तुनो मध्ये तत्त्वमसीति नवकृत्वः प्रतिपादनम्। प्रकरणप्र-तिपाद्यस्य वस्तुनः प्रमाणान्तरेणाविषयीकरण-मपूर्वत्वम्। यथा तत्रैवाद्वितीयवस्तुनो माना-न्तराविषयीकरणम्। फलं तु प्रकरणप्रतिपाद्यस्य आत्मज्ञानस्य तदनुष्ठानस्य वा तत्र तत्र श्रूय-माणं प्रयोजनम्। यथा तत्रैव "आचार्य्यवान् पुरुषो वेद, तस्य तावदेव चिरं यावन्न विमोक्षे, अथ सम्पत्स्ये" इत्यद्वितीयवस्तुज्ञानस्य तत्प्रा-प्तिप्रयोजनं श्रूयते। प्रकरणप्रतिपाद्यस्य तत्र तत्र प्रशंसनमर्थवादः। यथा तत्रैव "उत तमादे-

शमप्राक्ष्यो येनाश्रुतं श्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञातमिम्" इत्यद्वितीयवस्तुप्रशंसनम्।प्रकरण-प्रतिपाद्यार्थसाधने तत्र तत्र श्रूयमाणा युक्तिः उ-पपत्तिः। यथा तत्रैव "यथा सौम्यैकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्यात् वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्" इत्यादावद्विती-यवस्तुसाधने विकारस्य वाचारम्भणमात्रत्वे युक्तिः श्रयते ॥ १० ॥

જે પ્રકરણમા જે વસ્તુનુ પ્રતિપાદન કરવાને ચોગ્ય હોય તે પ્રક-રણના આર ભથી માડી અ ત સુધી તે વસ્તુનુ પ્રતિપાદન કરવુ તેને 'ઉપ-ક્રમોપસ હાર' કહે છે જેમકે છાદોગ્યના છઠ્ઠા અધ્યાયના આર ભમા "એકમેવાદ્વિતીય બ્રહ્મ"—'અદ્વિતીય બ્રહ્મ એકજ છે' અને અ તમા પણ "આ આત્માજ જગન્મય છે" એ પ્રમાણે પ્રકરણના પ્રતિપાદ્ય વસ્તુ અદ્વિતીય બ્રહ્મનુજ આદિ અન્તમા પ્રતિપાદન કર્યું છે

એ પ્રમાણે જે પ્રકરણમા જે વસ્તુનુ પ્રતિપાદન કરવાને ચોગ્ય છે તે વસ્તુનુ વારવાર પ્રતિપાદન કરવુ એ 'અભ્યાસ' કહેવાય છે. જેમકે છાદોગ્યના છઠ્ઠા અધ્યાયમાંજ "તત્ત્વમસિ" એ વાકય દ્વારા અદ્વિતીય બ્રહ્મનુ વાર'વાર નવવાર પ્રતિપાદન કર્યું છે.

જે પ્રકરણમા જે વસ્તુનુ પ્રતિપાદન કરવાને ચોગ્ય હોય તે વસ્તુના પ્રમાણ શિવાય બીજાના પ્રમાણના વિષયને છોડીને એ વસ્તુનુ પ્રતિપાદન કરવું એ 'અપૂર્વતા' કહેવાય છે એ છઠ્ઠા અધ્યાયમાજ કેવલ ઉપનિષદોના પ્રમાણથી અદ્વિતીય બ્રહ્મનુ પ્રતિપાદન કર્યું છે. એ વિષયમા બીજા પ્રમાણનું નામ પણ લીધુ' નથી.

જે પ્રકરણમાં જે વસ્તુનુ પ્રતિપાદન કરવાને ચોગ્ય હોય તે વસ્તુનું અથવા તે વસ્તુના અનુષ્ઠાનનુ શ્રવણ કરવું એજ 'ફલ' કહ્યુ

છે જેમકે એજ છઠ્ઠા અધ્યાયમાં લખ્યુ છે કે "આચાર્યવાન્ પુરૂષ બ્રહ્મને જાણુવાને સમર્થ થાય છે. તેજ જ્ઞાની પુરૂષ વિમુક્તિ પર્યંત પ્રતીક્ષા કરે છે, અને વિમુક્તિ થવા પછી પરબ્રહ્મમા લીન થઈ જાય છે" એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મજ્ઞાનનુ બ્રહ્મપ્રાપ્તિ થવામા પ્રયોજન છે, એમ શ્રુતિમા કહ્યુ છે

જે પ્રકરણમા જે વસ્તુ પ્રતિપાદન કરવાને યોગ્ય હોય તે વસ્તુની પ્રશસા કરવી તેનુ નામ 'અર્થવાદ' છે જેમકે એજ છઠ્ઠા અધ્યાયમા કહ્યુ છે કે ગુરૂ શિષ્યને કહે છે કે, "હે શિષ્ય ! તે મને જે પ્રશ્ન કર્યો છે તે તું સાભળ નહિ સાભળેલા પદાર્થનુ શ્રવણુ કરવુ, ભુલેલા પદાર્થનુ સ્મરણ કરવુ, નહિ જાણેલા પદાર્થનુ જાણુવુ" એ પ્રમાણે અદ્વિતીય બ્રહ્મવસ્તુની પ્રશસા કહી છે

જે પ્રકરણુમા જે વસ્તુ પ્રતિપાદન કરવાને યોગ્ય હોય તે પ્રકરણુમા તે વસ્તુનુ પ્રતિપાદન કરવાની યુક્તિનુ નામ 'ઉપપત્તિ' છે જેમકે એજ છઠ્ઠા અધ્યાયમા કહ્યુ છે કે "હે સૌમ્ય ! જે પ્રકારે એક મૃત્તિકાના પિંડનુ જ્ઞાન હોવાથી સપૂર્ણ મૃત્તિકાના પાત્રાદિકોનું જ્ઞાન થઈ જાય છે અને મૃત્તિકાની કબુગ્રીવાદિ વિકૃતિ અને ઘટ વગેરે નામ એ કહેવામાત્ર છે પણ ખરી રીતે તે મૃત્તિકાજ છે" એજ પ્રમાણે અદ્વિતીય વસ્તુ બ્રહ્મનુ પ્રતિપાદન કરવામા વિકારની કથનમાત્રજ યુક્તિ જોવામા આવે છે પણ ખરી રીતે નહી ॥ ૯૦ ॥

मननं तु श्रुतस्याद्वितीयवस्तुनो वेदान्तार्थानुगुणयुक्तिभिरनवरतमनुचिन्तनम् । विजातीयदेहादिप्रत्ययरहिताद्वितीयवस्तुसजातीयप्रत्ययप्रवाहो निदिध्यासनम् । समाधिश्च द्विविधः सविकल्पको निर्विकल्पकश्चेति । तत्र सविकल्पको नाम ज्ञातृज्ञानादिविकल्पलयानपेक्षया द्वितीयवस्तुनि तदाकाराकारितायाश्चित्तवृत्तेरवस्था-

नम् । तदा मृन्मयगजादिभानेऽपि मृद्भानवत् द्वैतभानेऽप्यद्वैतं वस्तु भासते । तदुक्तमभियुक्तैः–"दृशिस्वरूपं गगनोपमं परं सकृद्विभातं त्वजमेकमव्ययम् । अलेपकं सर्वगतं यदद्वयं तदेव चाहं सततं विमुक्तम्॥ दृशिस्तु शुद्धोऽहमविक्रियात्मको न मेऽस्ति बंधो न च मे विमोक्षः"इत्यादि ॥ ९१ ॥

હવે મનનનુ લક્ષણ કહે છે–વેદાંતની અનુકૂલ યુક્તિ દ્વારા ચિર કાલથી શ્રવણ કરેલ અદ્વિતીય વસ્તુની ચિંતાનુ નામ 'મનન' છે.

તત્ત્વજ્ઞાનના વિરોધી દેહાદિ જડ પદાર્થના જ્ઞાનનો ત્યાગ કરી અદ્વિતીય બ્રહ્મવસ્તુના અનુકૂલ જ્ઞાનના પ્રવાહ (आधिक्य) ને 'નિદિધ્યાસન' કહે છે.

સમાધિ બે પ્રકારની છે એક સવિકલ્પક અને બીજી નિર્વિકલ્પક. જ્ઞાતા, જ્ઞાન અને જાણવાને યોગ્ય વસ્તુ એ ત્રણ પદાર્થોનુ પૃથક્ પૃથક્ જ્ઞાન હોવા છતા પણ અદ્વિતીય બ્રહ્મવસ્તુમા અખંડાકાર ચિત્તની વૃત્તિ થવી એ 'સવિકલ્પક સમાધિ' છે જેમ મૃત્તિકાના હાથીથી હાથીનું જ્ઞાન થવા છતાં પણ તે મૃત્તિકાજ છે એવુ જ્ઞાન થાય છે તે પ્રમાણે સવિકલ્પક સમાધિમા દ્વૈતજ્ઞાન હોવા છતા પણ અદ્વૈતજ્ઞાન થાય છે આ વિષયમા પ્રમાણ પણ કહ્યુ છે કે "સર્વસાક્ષી, સર્વવ્યાપી, સર્વોત્કૃષ્ટ, સ્વપ્રકાશસ્વરૂપ, જન્મમૃત્યુરહિત, નિર્લિપ્ત અને સર્વદા મુક્તસ્વભાવ જે અદ્વિતીય બ્રહ્મ છે તે હું છુ" ॥ ૯૧ ॥

निर्विकल्पकस्तु ज्ञातृज्ञानादिभेदलयापेक्षया द्वितीयवस्तुनि तदाकाराकारितायां बुद्धिवृत्तेरतितरामेकीभावेनावस्थानम् । तदा तु जलाकाराकारितलवणानवभासेन जलमात्रावभास-

वत् द्वितीयवस्त्वाकाराकारितचित्तवृत्त्यनवभा-
सेनाद्वितीयवस्तुमात्रमेवावभासते । ततश्चास्य
सुषुप्तेश्चाभेदशङ्का न भवति । उभयत्र वृत्त्य-
भाने समानेऽपि तत्सद्भावासद्भावमात्रेणानयो-
र्भेदोपपत्तेः ॥ ९२ ॥

જ્ઞાતા, જ્ઞાન અને જાણુવાને યોગ્ય જે વસ્તુઃ એ ત્રણુ પદાર્થોના ભેદજ્ઞાનનો અભાવ હોવા છતા અદ્વિતીય બ્રહ્મવસ્તુમાં અખંડાકાર ચિત્તની વૃત્તિ થાય એને 'નિર્વિકલ્પક સમાધિ' કહે છે આ સમાધિ વખતે જેમ જલમા મળેલા લવણુના લવણુત્વ જ્ઞાનનો અભાવ હોવાથી કેવલ જલનુ જ્ઞાન થાય છે તેમ અદ્વિતીય બ્રહ્માકાર ચિત્તવૃત્તિના જ્ઞાનની સત્તાનો અભાવ હોવા છતા પણુ બ્રહ્મ એ વસ્તુમાત્રનુ જ્ઞાન રહે છે, અર્થાત્ અખ ડ બ્રહ્મમા ચિત્તવૃત્તિનું લીનપણું થવાથી પછી ભિન્નરૂપે કાંઈ જ્ઞાન થતુ નથી પણુ અખંડ બ્રહ્મમય જ્ઞાનજ થાય છે. એજ હેતુથી સુષુપ્તિ અવસ્થાથી નિર્વિકલ્પક સમાદિનો ભેદ કોઈ ભેદજ નથી એવી શ કા પણુ થતી નથી, કારણુ કે સુષુપ્તિ અવસ્થામા વૃત્તિ-જ્ઞાનના અભાવ અંશમા સમાનતા હોવા છતા પણુ, વૃત્તિની સત્તા અને અસત્તા દ્વારા સમાધિ સુષુપ્તિનો ભેદ છે, એટલે સમાધિમાં વૃત્તિની સત્તા છે અને સુષુપ્તિમા વૃત્તિની સત્તાનો અભાવ છે ॥ ૯૨ ॥

अस्याङ्गानि यमनियमासनप्राणायामप्रत्या-
हारधारणाध्यानसमाधयः । तत्राहिंसासत्या-
स्तेयब्रह्मचर्यापरिग्रहा यमाः । शौचसन्तोषतपः-
स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः । करचरणा-
दिसंस्थानविशेषलक्षणानि पद्मस्वस्तिकादीनि
आसनानि । रेचकपूरककुम्भकलक्षणाः प्राण-
निग्रहोपायाः प्राणायामाः । इन्द्रियाणां स्वस्व-

विषयेभ्यः प्रत्याहरणं प्रत्याहारः । अद्वितीय-वस्तुन्यन्तरिन्द्रियधारणं धारणा । तत्राद्वितीय वस्तुनि विच्छिद्य विच्छिद्यान्तरिन्द्रियवृत्तिप्रवाहो ध्यानम् । समाधिस्तु उक्तः सविकल्पक एव ॥ ९३ ॥

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિઃ એ સંપૂર્ણ નિર્વિકલ્પક સમાધિનાં અંગો છે.

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ એ બધા 'યમ' નામથી કહેવાય છે

પવિત્રતા, સંતોષ, તપ, અધ્યયન, અને ઇશ્વરપ્રણિધાન એમને 'નિયમ' કહે છે.

હસ્તપાદાદિક સ્થાન વિશેષ જે સ્વસ્તિક, પદ્મ ઇત્યાદિક છે તેનું નામ 'આસન' છે.

રેચક, પૂરક, કુંભક રૂપ પ્રાણવાયુનો નિગ્રહ કરવાના ઉપાયને 'પ્રાણાયામ' કહે છે,

શબ્દાદિ વિષયોથી શ્રોત્ર વિગેરે ઇન્દ્રિયોને ખેંચી લેવી તેનું નામ 'પ્રત્યાહાર' કહે છે.

અદ્વિતીય બ્રહ્મવસ્તુમાં અંતઃકરણનો જે અભિનિવેશ તેને 'ધારણા' કહેવામા આવે છે.

અદ્વિતીય બ્રહ્મવસ્તુમાં ચિત્તવૃત્તિનો પ્રવાહ ચાલુ રાખવો તેનું નામ 'ધ્યાન' છે.

પૂર્વોક્ત સવિકલ્પક સમાધિનું નામ 'સમાધિ' છે. ॥ ૯૩ ॥

एवमस्याङ्गिनो निर्विकल्पकस्य लयविक्षेपकषायरसास्वादलक्षणाश्चत्वारो विघ्नाः सम्भवन्ति । लयस्तावत् अखण्डवस्त्वनवलम्बनेन

चित्तवृत्तिर्निद्रा । अखण्डवस्त्वनवलम्बनेन चित्तवृत्तेरन्यावलम्बनं विक्षेपः । लयविक्षेपाभावेऽपि चित्तवृत्ते रागादिवासनया स्तब्धीभावात् अखण्डवस्त्वनवलम्बनं कषायः । अखण्डवस्त्वनवलम्बनेनापि चित्तवृत्तेः सविकल्पानन्दास्वादनं रसास्वादः, समाध्यारम्भसमये सविकल्पानन्दास्वादनं वा ॥ ९४ ॥

પૂર્વોક્ત યમાદિ અ ગયુક્ત નિર્વિકલ્પક સમાધિનાં ચાર વિઘ્નો થાય છે, જેમ કે. 'લય' 'વિક્ષેપ' 'કષાય' અને 'રસાસ્વાદન.'

અખ ડ બ્રહ્મવસ્તુનુ અવલ બન કરવામા અસમર્થ ચિત્તવૃત્તિ જે નિદ્રા છે તેનુ નામ 'લય' છે.

અખ ડ બ્રહ્મવસ્તુનુ અવલ ંબન કરવામા અસમર્થ અ ંતઃકરણ વૃત્તિથી જે બીજી વસ્તુનુ અવલ બન છે તેનું નામ 'વિક્ષેપ' કહે છે

લય અને વિક્ષેપ ન હોવા છતા રાગાદિ વાસનાથી અ ંત કરણ સ્તબ્ધ થઈ જાય છે ત્યારે અખ ડ બ્રહ્મવસ્તુના અવલ બનની જે અસમર્થતા તેનુ નામ 'કષાય' કહેવાય છે.

નિર્વિકલ્પક અખ ડ બ્રહ્મવસ્તુનુ અવલ બન કરવામા અસમર્થ અ ત કરણની વૃત્તિ જે સવિકલ્પક આન ંદમાં આસક્ત થઈ જાય છે તેનુ નામ 'રસાસ્વાદન' છે, અથવા નિર્વિકલ્પક સમાધિના આર ંભમાં સવિકલ્પક રસાસ્વાદનને પણ 'રસાસ્વાદન' કહે છે ॥ ૯૪ ॥

अनेन विघ्नचतुष्टयेन रहितं चित्तं निर्वातदीपवदचलं सदखण्डचैतन्यमात्रमवशिष्यते यदा तदा निर्विकल्पकः समाधिरित्युच्यते । तदुक्तम्—"लये सम्बोधयेच्चित्तं विक्षिप्तं शमये-

त्पुनः। सकषायं विजानीयाच्छमप्राप्तं न चालयेत्। नास्वादयेद्रसं तत्र निःसङ्गः प्रज्ञया भवेत्"। इत्यादि "यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता" इत्यादि च ॥ ९५ ॥

જે સમયે ચિત્ત પૂર્વોક્ત ચાર પ્રકારના વિઘ્નોથી રહિત થઇને વાયુરહિત સ્થાનમાં રહેલા દીપકની માફક અચલ થાય છે અને કેવલ અખ ડ ચૈતન્યમાત્રની ચિ તામા તત્પર થાય છે તે સમય ચિત્તની નિર્વિકલ્પક સમાધિ થઈ એમ કહે છે શ્રુતિના પ્રમાણુથી પણુ જાણુવામા આવે છે કે તે સમયે યોગી "લયરૂપ વિઘ્ન ઉપસ્થિત હોવા છતા અ ંત કરણુમાં ઉદ્બોધકને ઉત્પન્ન કરે, અ ંત કરણુના વિક્ષેપરૂપ વિઘ્નથી તિરસ્કૃત હોવા છતા પણુ તેને શાત કરે, કષાયરૂપ વિઘ્નથી યુક્ત થયેલ જાણીને ચિત્તને નિવૃત્ત રાખે, જે સમય અખ ડ બ્રહ્મવસ્તુમા પ્રણિધાન હોય તે સમય અ ત કરણુને ચલાયમાન ન કરે, તે સમય સવિકલ્પક સમાધિના આન દને ન અનુભવે અને પ્રજ્ઞાદ્વારા નિ સ ંગ થઈ જાય" આ વિષયમા સ્મૃતિનુ પ્રમાણુ પણુ છે કે "જે પ્રમાણે દીપક વાયુરહિત સ્થાનમા સ્થિત રહીને નિશ્ચલ રહે છે તે પ્રમાણે પ્રણિધાન હોવાના સમયે અ ત કરણુ નિશ્ચલ થાય છે ॥ ૯૫ ॥

अथ जीवन्मुक्तलक्षणमुच्यते। जीवन्मुक्तो नाम स्वस्वरूपाखण्डे ब्रह्मणि साक्षात्कृते सति अज्ञाततत्कार्य्यसञ्चितकर्म्मसंशयाविपर्य्ययादीनामपि बाधितत्वादखिलबन्धरहितो ब्रह्मनिष्ठः। "भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः। क्षीयंते चास्य कर्म्माणि तस्मिन्दृष्टे परावरे" इत्यादिश्रुतेः ॥ ९६ ॥

હવે જીવન્મુક્તિના લક્ષણનું નિરૂપણ કરે છે.

જે પુરૂષ અખંડ ચૈતન્યસ્વરૂપ બ્રહ્મજ્ઞાન થયા પછી અજ્ઞાનનો નાશ થવાથી સર્વવ્યાપી ચૈતન્યસ્વરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને અજ્ઞાન અને અજ્ઞાનના કાર્ય એટલે એકઠા કરેલાં પાપ, પુણ્ય, સંશય, અને ભ્રમાદિકને દૂર કરીને સંસારના બંધનથી વિમુક્ત થઈ બ્રહ્મનિષ્ઠ થાય છે તેને જીવન્મુક્ત કહે છે તેનું પ્રમાણ શ્રુતિથી પણ જાણવામા આવે છે કે "સર્વશ્રેષ્ઠ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થયાથી હૃદયનો ભ્રમ નાશ પામે છે, સંપૂર્ણ સંશય દૂર થઈ જાય છે, અને સારા નરતા કર્મોનું ફલ નાશ પામે છે." ॥ ૯૬ ॥

अयन्तु व्युत्थानसमये मांसशोणितमूत्रपुरीषादिभाजनेन शरीरेण आन्ध्यमान्द्यापटुत्वादिभाजनेनेन्द्रियग्रामेण अशनायासापिपासाशोकमोहादिभाजनेनान्तःकरणेन च तत्तत्पूर्वपूर्ववासनया क्रियमाणानि कर्म्माणि भुज्यमानानि ज्ञानाविरुद्धान्यारब्धफलानि च पश्यन्नपि बाधितत्वात् परमार्थतो न पश्यति—यथा इदमिन्द्रियजालमिति ज्ञानवान् तदिन्द्रियजालं पश्यन्नपि परमार्थमिदमिति न पश्यति। "स चक्षुरचक्षुरिव सकर्णोऽकर्ण इव समना अमना इव सप्राणोऽप्राण इव" इत्यादिश्रुतेः। उक्तञ्च—"सुषुप्तवज्जाग्रति यो न पश्यति द्वयञ्च पश्यन्नपि चाद्वयत्वतः॥ तथापि कुर्वन्नपि निष्क्रियश्च यः स आत्मविन्नान्य इतीह निश्चयः" इति॥ ९७॥

જે પ્રમાણે સાધારણ પુરૂષ ઇન્દ્રજાલમાં પદાર્થોને જોઈને વિચાર કરે છે કે, આ ઈન્દ્રજાલના પદાર્થ પ્રકૃત દશ્યમાન પદાર્થ નથી તેજ પ્રમાણે જીવન્મુક્ત પુરૂષ જાગ્રત્ અવસ્થામા રૂધિર, માસ, વિષ્ઠામૂત્રાદિકોનું પાત્ર જે શરીર તે શરીર દ્વારા, અને અ ધપણું બહેરાપણું ઈત્યાદિ દોષોનુ પાત્ર જે ઇન્દ્રિયો તે ઇન્દ્રિયો દ્વારા, અને ભુખ, તરશ, શોક, મોહ ઈત્યાદિકોનુ પાત્ર જે અંતઃકરણ તે અ ત કરણ દ્વારા પ્રથમ વાસનાથી ઉત્પન્ન થયેલા જ્ઞાનના વિરોધી સ ચિત કર્મોનુ ફલ ભોગવ્યા પછી દશ્યમાન જે આ જગત્ તે સત્ય વસ્તુ નથી એ પ્રમાણે વિચાર કરે છે આ વિષયમા શ્રુતિનુ પણ પ્રમાણ છે કેઃ "જીવન્મુક્ત પુરૂષ બાહ્ય વસ્તુમા નેત્રયુક્ત થઈને નેત્ર ન હોય તેમ વ્યવહાર કરે છે, કર્ણ હોવા છતા પણ બહેરાના સમાન વ્યવહાર કરે છે, મન હોવા છતા પણ મન ન હોય તેમ વ્યવહાર કરે છે, અને પ્રાણ છતાં પણ પ્રાણ ન હોય તેમ વ્યવહાર કરે છે." બીજી જગ્યાએ પણ કહ્યુ છે કેઃ "જે જાગ્રત્ અવસ્થામા પણ સુષુપ્તિની માફક બાહ્ય વસ્તુમા વ્યવહાર કરે છે, જે દ્વૈતવસ્તુને પણ અદ્વૈત બોલે છે અને કર્મ કરવા છતા પણ અ ત કરણને નિષ્ક્રિય માને છે એ બ્રહ્મપરાયણ પુરૂષ નિશ્ચયાત્મક જીવન્મુક્ત છે એ શિવાય બીજો કોઈ પણ જીવન્મુક્ત કહેવાતો નથી" ॥ ૯૭ ॥

अस्य ज्ञानात्पूर्वं विद्यमानानामेवाहारविहारादीनाम् अनुवृत्तिवच्छुभवासनानामेवानुवृत्तिर्भवति शुभाशुभयोरौदासीन्यं वा। तदुक्तम्–"बुद्धा द्वैतमतत्त्वस्य यथेष्टाचरणं यदि। शुनां तत्त्वदृशा चैव को भेदोऽशुचिभक्षणे। ब्रह्मवित्त्वं तथा मुक्त्वा स आत्मज्ञो न चेतरः" इति ॥ ९८ ॥

ઉપર બતાવેલ જીવન્મુક્તને જ્ઞાન થયા પહેલા શમ દમ વિગેરે ગુણોથી તેની અશુભ વાસનાઓનો વિનાશ થઇ જાય છે તો

પણ સંસારદશામાં જેમ આહાર વિહાર વિગેરેમાં અભિમાનરહિત પ્રવૃતિ થાય છે તેવીજ રીતે તત્ત્વજ્ઞાન થયા પછી પણ આહાર વિહાર વિગેરેમા અભિમાનરહિત પ્રવૃતિ થાય છે, પરંતુ તત્ત્વજ્ઞાન થયા પછી અશુભ વાસનાની બીલકુલ પ્રવૃતિ થતી નથી, કેવલ શુભ વાસનાઓનુંજ અનુવર્ત્તન થાય છે, અથવા શુભવાસના અને અશુભવાસના એ બન્નેમાથી પણ ઉદાસીન ભાવ રહે છે એવા કારણથીજ જીવન્મુક્ત પુરૂષ યથેચ્છાચરણ કરતો નથી એ સિધ્ધ થયુ આ વિષયમા ગ્રંથાંતરનુ પણ પ્રમાણુ છે કે "જે કોઈ પુરૂષ એક બ્રહ્મતત્ત્વને જાણી લીધા પછી યથેચ્છ આચરણ કરે તો અપવિત્ર વસ્તુનુ ભક્ષણ કરનાર શ્વાન અને બ્રહ્મતત્ત્વવેત્તામા ફરક શુ રહ્યો?" અને જે જીવન્મુક્ત છે તેને તો હું બ્રહ્મતત્ત્વવેત્તા છુ એવુ અભિમાન પણ રહેતુ નથી. એમાં પ્રમાણ પણ છે કે "બ્રહ્મવેત્તાપણાને પ્રાપ્ત થયા છતાં પણ જીવન્મુક્ત પુરૂષ કેવલ પોતાના આત્માનેજ જાણે છે, બીજું કાંઈ પણ જાણતો નથી અને અભિમાન પણ કરતો નથી" ॥ ૯૮ ॥

तदानीममानित्वादीनि ज्ञानसाधनानि अद्वेष्टृत्वादयश्चालंकारवदनुवर्तन्ते । तदुक्तं—"उत्पन्नात्मावबोधस्य ह्यद्वेष्टृत्वादयो गुणाः ॥ अयत्नतो भवन्त्यस्य न तु साधनरूपिणः" इति॥९९॥

એ જીવન્મુક્ત અવસ્થામા અમાનિત્વપણુ, અદાંભિકપણું, ઇત્યાદિક જ્ઞાનસાધન અને અદ્વેષ્ટૃત્વ, નિર્લોભત્વ, અમાત્સર્ય, અહિંસા ઇત્યાદિક સદ્ગુણો અલંકારની માફક એ તત્ત્વજ્ઞાનીની પાછલ પાછલ ચાલ્યા જાય છે આ વિષયમાં વાર્તિકકારના ગ્રંથમા આ પ્રમાણે છે કેઃ "જેને આત્મબોધ પ્રગટ થયો છે એ પુરૂષને અદ્વેષ્ટૃત્વ, અદંભિત્વ, અહિંસા આદિક ગુણો યત્ન કર્યા શિવાય થઇ જાય છે, પણ એ ગુણો તેના સાધનરૂપ થતા નથી" ॥ ૯૯ ॥

किं बहुना अयं देहयात्रामात्रार्थमिच्छानिच्छापरेच्छाप्रापितानि सुखदुःखलक्षणान्यार-

ब्धफलान्यनुभवन्नन्तःकरणाभासादीनामवभासकः सन् तदवसाने प्रत्यगानंदपरब्रह्मणि प्राणे लीने सति अज्ञानतत्कार्यसंस्काराणामपि विनाशात् परमकैवल्यमानन्दैकरसमखिलभेदप्रतिभासरहितमखण्डं ब्रह्मावतिष्ठते। "न तस्य प्राणा उत्क्रामन्त्यत्रैव समवलीयन्ते विमुक्तश्च विमुच्यते" इत्येवमादिश्रुतेः ॥ १०० ॥

इति वेदान्तसारः समाप्तिमितः ॥

વધારે કહેવાથી શુ છે? એ જીવન્મુક્ત પુરૂષ શરીરયાત્રાના નિર્વાહ માટે ઇચ્છા, અનિચ્છા, અને પરેચ્છા, આ ત્રણ પ્રકારના પ્રારબ્ધ કર્મોથી ઉત્પન્ન થયેલ સુખનો અનુભવ કરતો થકો સાક્ષી ચૈતન્યરૂપ બુદ્ધિનો પ્રકાશક થઇ પ્રારબ્ધ કર્મોને અ તે સચ્ચિદાન દ પરબ્રહ્મમાં પ્રાણોનો લય થવાથી અજ્ઞાન અને અજ્ઞાનના કાર્યસ્વરૂપ પૂર્ણ સ સારના વિનાશના હેતુરૂપ પરમ કૈવલ્ય રૂપ સચ્ચિદાન દમય અદ્વૈત પૂર્ણ બ્રહ્મમાં અવસ્થિત થઈ અનિર્વચનીય કૈવલ્યાન દનો ભોગ કરે છે. આ વિષયમા પ્રમાણ પણ છે કે.—"જીવન્મુક્ત પુરૂષો દેહવાળા થયા પછી સંપૂર્ણ અન્ય સ્વર્ગાદિ લોકોમા ન જતા સચ્ચિદાનંદમય પરબ્રહ્મમાં લીન થાય છે અને અસાર સ સારના બ ધનથી છુટી જાય છે, અને પરબ્રહ્માન દમા નિમગ્ન થઈ જાય છે ॥ ૧૦૦ ॥

ગુજરાતી ભાષાંતર સહિત વેદાન્તસાર સમાપ્ત

॥ ॐ तत्सत् ॥

# चर्पटपंजरिकास्तोत्रम् ।

श्रीगणेशाय नमः । दिनमपि रजनी सायं प्रातः शिशिरवसंतौ पुनरायातः । कालः क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायु १ । भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढमते । प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे । ( ध्रुवपदं ) अग्रे वह्निः पृष्ठे भानू रात्रौ चिबुकसमर्पितजानुः । करतलभिक्षा तरुतलवासस्तदपि न मुंचत्याशापाश । भज गो० २ । यावद्वित्तोपार्जनसक्तस्तावन्निजपरिवारो रक्त. । पश्चाद्धावति जर्जरदेहे वार्तां पृच्छति कोऽपि न गेहे । भज गोविंद भ० ३ । जटिली मुंडी लुंचितकेशः काषायांबरबहुकृतवेषः । पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृतवेष । भज गोविं० ४ । भगवद्गीता किंचिदधीता गंगाजललवकणिका पीता । येनाकारि मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् । भज गोविंदं भज० ५ । अंगं गलित पलितं मुंडं दशनविहीनं जातं तुंडम् । वृद्धो याति गृहीत्वा दंड तदपि न मुंचत्याशापिंडम् । भज गो० भ० ६ । बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः । वृद्धस्तावच्चिंतामग्नः परे ब्रह्मणि कोऽपि न लग्न । भज गो० भ० ७ । पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् । इह ससारे खलु दुस्तारे कृपयाऽपारे पाहि मुरारे । भज गोविंदं भज० ८ । पुनरपि रजनी पुनरपि दिवस. पुनरपि पक्ष पुनरपि मासः । पुनरप्ययन पुनरपि वर्षं तदपि न मुचत्याशामर्षम् । भज गोविंदं भ० ९ । वयसि गते कः कामविकार शुष्के नीरे क कासार. । नष्टे द्रव्ये क. परिवारो ज्ञाते तत्त्वे कः संसार । भज गोविंद भज० १० । नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम् । एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम् । भज गोविंदं भज० ११ । कस्त्व कोऽहं कुत आयातः का मे जननी को मे तात । इति परिभावय सर्वमसार विश्वं त्यक्त्वा स्वप्नविचारम् । भज गोविंदं भज० १२ । गेय गीतानामसहस्र ध्येयं श्रीपतिरूपमजस्रम् । नेयं सज्जनसगे चित्तं देयं दीनजनाय च वित्तम् । भज गोविं० १३ । यावज्जीवो निवसति देहे कुशल तावत्पृच्छति गेहे । गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये । भज गोविंद भज० १४ । सुखतः क्रियते रामाभोग पश्चाद्धंत शरीरे रोग । यद्यपि लोके मरण शरण तदपि न मुचति पापाचरणम् । भज गोविंद भज० १५ । रथ्याकर्पटविरचितकंथः पुण्यापुण्यविवर्जितपंथ. । नाहं न त्वं नाय लोकस्तदपि किमर्थं क्रियते शोकः । भज गोविंद भज० १६ । कुरुते गंगासागरगमन व्रतपरिपालनमथवा दानम् । ज्ञानविहीने सर्वमनेन मुक्तिर्न भवति जन्मशतेन । भज गोविंदं भज० १७ ।

॥ इति श्रीमच्छंकराचार्यविरचित चर्पटपजरिकास्तोत्रं संपूर्णम् ॥

---

જો જગત્‌ની સ્વતંત્ર સત્તા અને પ્રકાશકપણું માનીએ તો જેમ આત્માનું હમેશા ત્રણે કાલમાં અબાધિતપણે વર્તવું થાય છે તેમ જગત્ પણ ત્રણે કાળમાં સત્તા રૂપે રહેવાનું એટલે તેનું ઉત્પત્તિ વિનાશપણું જે પ્રસિદ્ધ છે તેની ઉપપત્તિ કેમ બની શકે? ને આત્માની માફક તેના સાક્ષાત્કારમા પણ કરણાદિકના એટલે કોઈ પણ સાધનના અભાવે પણ હમેશા ભાન થવાનો પ્રસગ આવી જાય, માટે જગ-ત્‌ના સ્વત સત્તા ને પ્રકાશ માનવા ઉચિત નથી, પણ આત્માની સત્તા અને પ્રકાશકપણાથીજ તેની સત્તા અને પ્રકાશકપણું છે એમ માનવુ સર્વથા ઉચિત છે હવે વાદી સિદ્ધાન્તીને પૂછે છે કે, તમારા મતમા બધુ જગત્ આત્મસ્વરૂપમા અધ્યાસથી રહેલુ છે તો તમારા જ સિદ્ધાન્ત પ્રમાણે જગત્‌ના પ્રત્યક્ષમા સાધનાદિકની શા માટે જરૂર હોવી જોઇએ? કારણ કે આત્માના સત્તા પ્રકાશના સંબધથીજ સર્વ હમેશા કેમ પ્રતીત ન થાય એટલે કેમ ન દેખાય? અને સર્વમાં રહેલ ચૈતન્યને કોઈની સાથે વિરોધ ન હોવાના કારણે અથવા તે અજ્ઞાનથી ઢંકાએલ હોય તો પણ કોઇ વખત જ કેમ જગત્ ભાસે? વળી અજ્ઞા-નને ચૈતન્ય વિના બીજુ કોઈ નિવૃત્ત કરી શકે તેમ છે નહિ અને તે ચૈતન્યને કોઈની સાથે વિરોધીપણું નથી તો આ બધા કારણોથી સિદ્ધા-તમા પણ આ શંકા ઉદ્ભવે છે કે જગત્ કોઈ વખતજ કેમ પ્રતીત થાય છે? હમેશા પ્રતીત થવુ જોઇએ અને તેથી આત્માની સત્તા ને પ્રકાશક પણાથીજ તેની સત્તા પ્રકાશકપણું માનવા છતા પણ આ વિરોધ હઠી શકતો નથી, તો તેનુ સમાધાન કરવા ભગવાન્ ભાષ્યકાર આ ચતુર્થ શ્લોકનો આરંભ કરે છે

જે પરમાત્માનુ સ્વરૂપભૂત ચૈતન્ય અનેક છિદ્રવાળા ઘડાની અંદર રહેલા મોટા દીવાની કાંતિ સમાન ભાસમાન છે–દીવાની માફક અંધકારના વિરોધી લક્ષણ–પ્રકાશ સ્વભાવવાળુ છે અને અનેક છિદ્ર-યુક્ત દેહમા અને તેમા રહેલ અંતકરણમા પ્રતિબિંબિત થએલું છે તે સાક્ષિરૂપે રહેલ ચૈતન્ય બહારના વિષયોને પ્રત્યક્ષ કરવાના સાધનરૂપ જે ચક્ષુરાદ ઇંદ્રિઓ તેના દ્વારા વિષયપ્રદેશમા જાય છે, એટલે ઇન્દ્રિયોનો તે તે વિષયો સાથે સંબંધ થતા ઇન્દ્રિયો દ્વારા ચૈતન્યના ઉપાધિરૂપ અન્તકરણના ત્યા જવાથી એટલે વિષયપ્રદેશમા જવાથી અન્તકરણમા પ્રતિબિંબિત ચૈતન્ય પણ ત્યા જાય છે અને જઇને તે વિષયને પ્રકાશે છે આ સર્વ કહે-

વાનો અભિપ્રાય એમ છે કે ચૈતન્ય પોતે તો અજ્ઞાનનુ વિરોધી નથી છતા પણ અન્ત કરણરૂપ ઉપાધિમા પ્રતિબિમ્બિત થવાથી વિરોધી છે, એટલાજ માટે અન્ત કરણધર્મો રાગદ્વેષાદિ ચૈતન્યની સત્તામાજ હમેશા પ્રતીયમાન થાય છે અને ઘટપટાદિ વિષય બિમ્બભૂત ચૈતન્ય-બ્રહ્મરૂપમા અધ્યસ્ત થઈ રહ્યો છે, ચક્ષુરાદિ ઇન્દ્રિયોદ્વારા વિષય-પ્રદેશમા જતા અન્ત કરણ વડે ઘટાદિના અધિષ્ઠાનરૂપ બિમ્બચૈત-ન્યનુ એકીકરણ થાય છે એટલે એક અન્ત કરણરૂપ ઉપાધિના સ બ ધથી અ ત.કરણમા પ્રતિબિંબિત થઇ રહેલ સાક્ષિચૈતન્ય સાથે ઘટાદિના અધિષ્ઠાનરૂપ બિમ્બભૂત ચૈતન્યનુ એકીકરણ થયુ, ત્યાર પછી સાક્ષિચૈતન્ય અ ત કરણમા રહેલ અજ્ઞાનનો નાશ કરે છે—કારણ કે તે સર્વથા અવિરોધી છે પણ આ ઠેકાણે અજ્ઞાનનુ વિરોધી છે એમ ઉપર કહેવામા આવી ગયુ છે તેનુ અનુસંધાન સમજી લેવુ—અને ત્યાર પછી ઘટપટાદિ વિષય સર્વ ભાસે છે હમેશા ભાસવો જોઇએ એમ પૂર્વ કહેવામા આવેલુ તેનુ સમાધાન આ ઠેકાણે થઈ ગયુ એમ જાણુવુ, અને અજ્ઞાનરૂપ આવરણના ભ ગ માટે ચક્ષુરાદિ ઇન્દ્રિયોની અપેક્ષા છે જ માટે ઉપર કહેલો સિદ્ધાતી—પ્રત્યે વાદીએ આપેલો દોષ લેશમાત્ર પણ સ ભવતો નથી એમ સમજવુ

આ ઠેકાણે કેટલાક વાદીઓનુ એમ કહેવુ છે કે જડરૂપ ઘટપટાદિ વિષયોમા રહેલું જે આત્મનિષ્ઠ જ્ઞાન તે વડે ઘટાદિ વિષયો ભાસે છે તે યુક્ત નથી, કારણ કે ઘટપદાદિને વિષય કરનાર જે આત્મનિષ્ઠ જ્ઞાન તે જડ અને સ્વપ્રકાશ હોવાથી અને ઘટાદિ વિષયો સાથે તેને સયોગાદિ કોઈ પણ સમ્બન્ધનો અભાવ હોવાથી અને સ્વરૂપસબધ પણ અતિપ્રસક્ત એટલે દરેક સ્થળે હોવાથી તે સ બ ધ ત્યા કલ્પી શકાય નહિ તેવા કારણથી પણ ઘટાદિ વિષયોનુ ઉપરોક્ત રીતિથી ભાસવુ કેવળ અયોગ્ય છે, વળી કેટલાક કહે છે કે વિષયનિષ્ઠ સ્ફુરણથી ઘટાદિ પદાર્થોનું ભાન થાય છે તે પણ યુક્ત નથી, કારણ કે વિષયમા થતા સ્ફુરણને આત્માની સાથે સ બ ધ ન હોવાના કારણે ‘હું જાણુ છુ’ એ રીતનુ પ્રત્યક્ષ બનવાનુ સર્વથા અયોગ્ય હોવાથી આચાર્યે કહેલ પ્રકા-રથી એટલે સ્વપ્રકાશ સાક્ષિચૈતન્યના સ બ ધથીજ ઘટાદિ વિષયોનુ ભાન થવુ ઉચિત છે એજ વાતને આ શ્લોકનો ઉત્તરાર્ધ પુરવાર કરે

છે કે, 'હું ઘટ ઈત્યાદિ પદાર્થોને જાણુંછુ' એ રીતનુ પ્રત્યક્ષ જે ઘટાદિ વિષયોથી યુક્ત થઈ પ્રકાશતું સાક્ષિતત્ત્વથી રહેલુ ચૈતન્ય તેના પાછળજ અનેક પ્રત્યક્ષોથી ભરપૂર આ જગત્ પણ પ્રકાશિત થાય છે અને પાછળથી પ્રકાશિત થવું એ પણ જગત્નુ સ્વતત્ર નહિ પણ અગ્નિમા તપાવેલ લોઢાનો ગોળો તેમા દાહક શક્તિવાળો તો અગ્નિજ છે ને અગ્નિ બાળે છે એમ પ્રસિદ્ધિ પણ છે છતા તેના પછવાડે તપેલો ગોળો બાળે છે એમ પ્રસિદ્ધિ જોવામા આવે છે તેમ બન્ને એક રૂપ હોવાના કારણે અધિષ્ઠાનની સત્તાને પ્રકાશકતાથીજ જગત્ની સત્તાને પ્રકાશતા તેના પછવાડે તે ચૈતન્યરૂપ સાક્ષિપરમાત્મામા અધ્યસ્ત હોવાથી પ્રતીત થાય છે. જુદી જગત્ની પ્રકાશકતા માનવી સર્વથા અયોગ્યજ છે તેજ વાતને શ્રુતિ પણ કહે છે કે તે પરમાત્માના પ્રકાશ પછવાડે આ સર્વ જગત્ પ્રકાશિત થઇ રહેલું છે એવા શ્રીગુરૂમૂર્તિ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાન્ શ્રીશકરને મારૂં નમન હો ' એ ચતુર્થ શ્લોકનો અભિપ્રાય છે

---

**देहं प्राणमपीन्द्रियाण्यपि चलां बुद्धिं च शून्यं विदुः स्त्रीबालान्धजडोपमास्त्वहमिति भ्रान्ता भृशं वादिनः । मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥५॥**

स्त्री बालक तथा जडके समान और महावाक्योंके तात्पर्यके न जाननेसे भ्रान्त अनेक वादीलोगोंका जिसके विषयमें अनेक प्रकारका मत है और जो मायाशक्तिके सबन्धसे उत्पन्न हुआ महा मोह—प्रबल अज्ञानका नाश करने वाला है उस श्री० ॥

किसी किसीका मत है कि देह ही आत्मा है इसी लिये मै आता हू, जाता हू, मोटा हू, पतला हूं इत्यादि व्यवहार मैं शब्दसे देह ही में होते हैं, किसी किसीका मत है कि जीवात्माके न रहने पर मृत देहमें मैं ऐसा व्यवहार नही होता है इससे देह आत्मा

नहीं ह किन्तु इन्द्रिया आत्मा हैं इस लिये मैं जानता हू, मैं देखता हू इत्यादि व्यवहार मैं शब्दसे इन्द्रियोंमेंही होते हैं, किसी किसीका मत है कि इन्द्रियोंके न रहने परभी अन्ध बधिरोंको मैं नहा देखता हू, मैं नहीं सुनता हूं इत्यादि रूपसे मैं व्यवहार होता है और इन्द्रियोंके रहते हुए भी प्राणके न रहनेस मैं व्यवहारका सभव नहीं है इसलिये प्राणही आत्मा हैं, किसी किसीका मत है कि प्राणतो एक प्रकारके वायु हैं और जड हैं इससे ये आत्मा नहीं हैं क्षणिक विज्ञानही आत्मा है, किसी किसीका मत है कि जो मैं बालकथा वही मैं अब युवा होगया, थोडे दिनोंमें वृद्धभी हो जाऊगा इत्यादि व्यवहार मैं शब्दसे आजन्म एक समान होता है इस लिये क्षणिक विज्ञान आत्मा नहीं है वस्तुत. सुषुप्ति समयमें किसी भी व्यवहारके न होनेसे शून्यही आत्मा है इत्यादि अनेक मत आत्माके विषयमें हैं, किसी किसीका मत है कि जीवात्मा ही हैं परमात्मा नहा है; किसी किसीका मत है कि परमात्मा जीवात्मा दोनों हैं, किसी किसीका मत है कि जीवात्मा व्यावहारिक है परमार्थमें परमात्माही है इसी तरह किसीका मत है कि आत्मा परमाणुअणु है, किसी किसीका मत है कि आत्मा जिस शरीरमें रहता है उस शरीरके समान ही आत्माका परिमाण है अर्थात् आत्मा मध्यम है, इस मतवालोंका यहभी मत है कि आत्माका ज्ञान व्यापक है अर्थात् ज्ञानरूपसे आत्मा व्यापक भी है, किसी किसीका मत है कि आत्मा सर्वथा व्यापक है इत्यादि आपसमें अन्य अन्य बातों में मतभेद होने परभी न्याय–वेदान्त–मीमासा इन तीनोंका इस विषयमें यह एकमत है कि आत्मा व्यापक है ससारमें अनेक मतोंके रहते हुए भी यही तीन मत प्रधान है इनमें भी मीमासा ही परम वैदिक है ॥ ९ ॥

**अत्र केचित्–सर्वमेतदभित्तिचित्रं, देहव्यतिरिक्तात्मन एवाभावात्, देहस्यैव गच्छामि तिष्ठामि स्थूलोहं कृशोहमित्यात्मत्वानुभवादिति वदन्ति ॥ अन्ये केचित् तान् हस्तेन वारयन्त आहु·–जीवात्मनि-**

र्गमे शरीरमरणस्य दर्शनात्, वच्मि पश्यामि शृणोमीत्यादिबुद्धिदर्श-
नादिन्द्रियाण्येवात्मेति ॥ ततोप्यन्ये केचिदीषच्छुद्धबुद्धयश्चक्षुरादीन्द्रि-
यनाशेपि प्राणसत्त्वे जीवनदर्शनात्, अन्यथाऽदर्शनात्, बुभुक्षितोहं
पिपासितोऽहमित्यादिप्रतीतेश्च, प्राण एवात्मेति फणन्ति ॥ इतरे तु
प्राणस्य बाह्यवायुवज्जडत्वेन भोक्तृत्वाद्यसम्भवात् मन एव चेतनं भोक्तृ
चात्मेति वदन्ति॥ योगाचारस्तु—मम मन इति भिन्नतया प्रतीयमानस्या-
त्मत्वासम्भवात् क्षणिकविज्ञानमहमिति प्रतीयमानं बुद्धिशब्दापरपर्यायं
संसारीति जल्पति॥ तद्धिकृत्यान्यः कश्चिद्विद्युदभ्रनिमेषादिवत्क्षणिकस्य
तस्यात्मत्वानुपपत्तेः, सुषुप्तौ तस्याप्यभावादन्यस्याप्यनुपलब्धेश्शून्य-
मेवात्मेत्युद्गिरति ॥ एते च स्वस्वपक्षदार्ढ्यायेतस्ततश्च यां काश्चिच्छ्रु-
तिमादायोदाहरन्ति ॥ अन्ये चैतदन्यथात्मस्वरूपं फणन्ति ॥ सर्वे
ते दैवोपहतचित्ता भ्रान्तास्सकलश्रुतिस्मृतीतिहासपुराणन्यायविद्वत्प्र-
त्यक्षविरुद्धार्थपरिग्राहकाः । नैतेषां मार्ग आत्मनश्श्रेयोर्थिभिस्स्वप्नेप्य-
नुसरणीय इत्यभिप्रेत्याह—देहं प्राणमपीति ॥

'देहं' सशिरस्कं पिण्डं, 'प्राणं' पञ्चवृत्तिकं मुखनासिकसञ्चा-
रिणम्, 'इन्द्रियाणि' चक्षुरादीनि तत्तद्गोलकवृत्तीनि रूपादिग्राह-
काणि 'चलां' क्षणिकां सन्ततोदयां 'बुद्धिं' विज्ञानं, 'शून्यं' तुच्छम्,
चकारात्तार्किकाद्यभिमतात्मानम्, 'वादिनः' चार्वाकादयः, 'स्त्रीबा-
लान्धजडोपमाः' स्त्रीबालान्धजडवद्विवेकविज्ञानरहिताः, अत एव
'भ्रान्ताः' तत्त्वमन्यथा प्रतिपद्यमानाः, 'अहमिति विदुः' आत्मत्वेन
जानन्ति, अन्यानुपदिशन्ति चेत्यर्थः ।

नन्वेते वादिनः परीक्षका अपि किमित्येवं नास्तिकास्सन्तोन्य-
थान्यथातत्त्वं प्रतिपद्यन्ते ? इति चेदीश्वरानुग्रहाभावात् । ये त्वास्तिका-
श्श्रुतिस्मृत्युक्तमार्गेण कर्मानुष्ठानेन भगवन्तं परमेश्वरं सेवन्ते, तेषां
परमेश्वरप्रसादान्नैतादृशो व्यामोह इत्यभिप्रेत्याह—मायेत्यादिना ।

'मायाशक्तिविलासकल्पितमहाव्यामोहसंहारिणे' भगवतः परमेश्वरस्यानाद्यनिर्वचनीया या मायाशक्ति परव्यामोहिका तस्याः विलासेनैकदेशेन कल्पितो यो महाव्यामोहः महाननन्तोपरिमाणो व्यामोहो देहाद्यात्मत्वभ्रमः, तं संहर्तुं नाशयितुं शीलमस्येति स तथोक्तः। तस्मै नमः। तथा चोक्तं श्रीभागवते--

येषां स एव भगवान्दययेदनन्त-
स्सर्वात्मनाश्रितपदो यदि निर्व्यलीकम् ॥
ते दुस्तरामतितरन्ति च देवमायां
नैषा ममाहमितिधीश्श्वसृगालभक्ष्ये ॥ इति ॥ ५ ॥

આ ઠેકાણે વાદીઓનુ કહેવુ એમ છે કે, આ બધુ ભીંત વગર ચિત્રામણ કર્યા જેવુ કહેવામા આવ્યુ છે, કારણ કે દેહથી ભિન્ન આત્મા એ વસ્તુજ નથી માટે દેહને લઈનેજ હુ જાઉં છુ, હુ ઉભો છુ, હુ જાડો છુ, હુ પાતળો છુ, એ પ્રમાણે સર્વ કોઇને આત્માનો અનુભવ પ્રસિદ્ધ થતો દેખાય છે વળી કેટલાક તો કહે છે કે, જીવાત્માના નિકળી જવાથી શરીરનુ મરણ જોવામા આવે છે તેમજ હુ બોલુ છુ, હુ જોઉં છું, હું સાભળુ છુ ઈત્યાદિ અનુભવો થાય છે માટે ઇન્દ્રિઓ જ આત્મા છે એમ માનવુ ઉચિત છે તેથી પણ બીજા વાદીઓ કહે છે કે ચક્ષુરાદિ ઇન્દ્રિઓના નાશ થવાથી પણ પ્રાણના રહેવાથીજ જીવન થાય છે માટે, અને પ્રાણુના ન રહેવાથી જીવન નથી તેથી પણ, અને હું ભૂખ્યો છું, હુ તરસ્યો છું ઇત્યાદિ પ્રતીતિ પણ છે એટલે આ સર્વથી પ્રાણજ આત્મા છે એમ જ માનવુ ઉચિત છે

આથી પણ જુદા મતવાળા કહે છે કે પ્રાણ તો બહારના વાયુની માફક જડ છે માટે તેને ભોક્તા ઈત્યાદિપણું બની શકે નહિ માટે મન એજ આત્મા અને ભોક્તા છે એમ માનવું ઉચિત છે વળી યોગાચાર મતવાળા કહે છે કે, 'મારૂં મન' એમ લોકમા કહેવામાં આવે છે જેથી મન જુદું જ પ્રતીત થાય છે માટે તેને આત્મપણુ કહેવુ ઉચિત નથી,

'હું ક્ષણિક વિજ્ઞાન છું'' એ વાકયમાં પ્રતીત થતી બુદ્ધિ એ બીજા શબ્દથી ઓળખાતું બુદ્ધિતત્ત્વજ આત્મા છે એમ માનવુ જોઇએ, તેનું ખ ડન કરી શૂન્યવાદી કહે છે કે વાદળમા ચમકતી વીજળીની માફક અથવા આખના પલકારાની માફક ક્ષણિક વિજ્ઞાન એટલે બુદ્ધિને આત્મ-પણું ઘટી શકે નહિ, કારણ કે સુષુપ્તિ સમયમા તો તે બુદ્ધિનો પણ લય થાય છે અને બીજુ કંઇ પણ ત્યા ભાસતું નથી માટે છેવટે શૂન્ય પદાર્થ નું જ આત્મપણુ સ્વીકારવુ ઉચિત છે. આમ પહેલેથી અહિં સુધી પોત-પોતાના પક્ષને સમર્થન કરવા થોડીક યુક્તિઓ અને કેટલીક શ્રુતિ-ઓને પણ પ્રમાણભૂત ગણાવી સર્વ મતવાળા અન્યથાજ આત્મસ્વરૂપને પ્રતિપાદન કરે છે, પર તુ આ બધા પ્રારબ્ધથી હતચિત્તવાળા અને ભ્રાન્ત થએલા હોઈ બધી શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, ન્યાય અને વિદ્વાનોના પ્રત્યક્ષથી વિરૂદ્ધ અર્થને માનનારા છે, માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર કોઇપણ મનુષ્યે સ્વપ્નમાં પણ આ લોકોના મતને માનવો નહિ આ અર્થને પ્રતિપાદન કરવા આચાર્ય ભગવત્પૂજ્યપાદ શ્રી શંકરાચાર્ય આ શ કરસ્તુતિના પ ચમ શ્લોકને આર ભે છે

દેહ એટલે મસ્તકસહિત માસપિંડ, પ્રાણ એટલે પાચવૃત્તિવાળા મુખનાસિકાના છિદ્રમા સ ચાર કરનાર વાયુ, ઇન્દ્રિઓ એટલે તે તે ગોલકમા રહી રૂપરસ ઈત્યાદિને ગ્રહણ કરનારી વૃત્તિવિશેષ જેને કહેવામાં આવે છે તે, તેમજ ચલાયમાન અને નિર તર ચાલતી એવી બુદ્ધિવૃત્તિ એટલે વિજ્ઞાન, અને શૂન્ય એટલે તુચ્છ અને મળ શ્લોકમા વાપરેલા 'ચ' શબ્દથી નૈયાયિકોએ માનેલ ઇન્દ્રિયાદિકનું આત્મપણુ, એમ સર્વ ચાર્વાકાદિ નામથી પ્રસિદ્ધ તે તે વાદીઓ ઉપર બતાવેલ તે તે પદાર્થને આત્મપણું માનનારા તેમજ સ્ત્રી, બાલક, અન્ધ, જડની ઉપમા આપવા લાયક હોઈ વિવેકને વિજ્ઞાનથી રહિત અને તેથી જ ભ્રાન્તિમા પડેલા થકા આત્મતત્ત્વને જુદી જ રીતે પકડી પડેલા ''અહમ્'' એવા ભાવથી આત્મપણાને જાણે છે અને બીજાઓને ઉપદેશ કરે છે કદાચ કોઈ કહે કે, આ બધા વાદીઓ પરીક્ષક હોવા છતા કેમ નાસ્તિક થઇ જુદી જ રીતે આત્માને માનતા હશે ? તો તેના ઉત્તરમા કહેવાનુ કે પરમાત્માનો તેઓના ઉપર અનુગ્રહ ન હોવાના કારણેજ પણ જે આસ્તિકો છે અને શ્રુતિ સ્મૃતિમા કહેલ રીતિથીજ કર્મના અનુ-

ધ્યાન કરવા વડે ભગવાન્ પરમેશ્વરનું સેવન કરે છે તેઓને તો પરમેશ્વરની કૃપા હોવાના કારણે નાસ્તિકના જેવો મોહ થતોજ નથી આજ અભિપ્રાયથી શ્લોકમા કહેવામા આવ્યુ છે કે પરમેશ્વરની અનાદિ અનિર્વચનીય જે માયાશક્તિ કે જે બીજાઓને મોહ ઉપજાવનારી છે તેના એક દેશમા કલ્પેલો જે મહામોહ—અન્તરહિત પરિમાણવાળો મોહ એટલે દેહાદિ અનાત્મ પદાર્થમા આત્મત્વબુદ્ધિરૂપ જે ભ્રમ તેને નાશ કરવાનો જેનો સ્વભાવ છે એવા શ્રીગુરૂમૂર્તિરૂપ જે શ્રી દક્ષિણામૂર્તિ ભગવાન્ શ્રીશકર તેમને મારૂ નમન હો ! તેજ વાત શ્રીમદ્ભાગવતમા કહી છે કે: જેના ઉપર ભગવાન્ અનન્ત કૃપા કરે છે, પણ જો ભક્ત નિષ્કપટ બુધ્ધિથી સર્વાત્મભાવે ભગવાનનો આશ્રય કરે તો, એવો પુરૂષજ કોઈ નાથી ન તરી શકાય એવી દેવમાયાને તરી જાય છે કે જેને કુતરા અને શીયાલીઆને ભક્ષણ કરવા યોગ્ય આ તુચ્છ દેહમા આત્મબુધ્ધિ થતી નથી તેમજ જેને મમતા તથા અહતા છેજ નહિ આપ્રમાણે આ ૫ ચમ શ્લોકનો અભિપ્રાય છે

---

**राहुग्रस्तदिवाकरेन्दुसदृशो मायासमाच्छादना-**
**त्सन्मात्रः करणोपसंहरणतो योऽभूत्सुषुप्तः पुमान् ।**
**प्रागस्वाप्समिति प्रबोधसमये यः प्रत्यभिज्ञायते**
**तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ६ ॥**

राहुकी छायाके आजानेसे जिस प्रकार सर्य और चन्द्र निस्तेज केवल स्वरूपमात्रसे रहजाते है उसी प्रकार जो सुषुप्ति समयमें इन्द्रियोंके शान्त पडजानेसे मायासे आच्छादित हो कर रहता है और जाग्रत् दशा आने पर "मैं वही हू जो पहले सो गया था" ऐसी प्रत्यभिज्ञा—जिसमें स्मृति और अनुभव दोनों समिलित हैं ऐसा ज्ञान जिसको होता है या ऐसा ज्ञानसे जो जाना जाता है उस श्री० मुक्तावस्था और सुषुप्तिमें यही अन्तर है कि मायाके आवरणका रहना और न रहना ॥ ६ ॥

ननु शून्यवादिना सुषुप्तौ कस्याप्यनुपलम्भाच्छून्यमेवात्मेति यदुक्तं, तस्य किं समाधानम्? इत्याशङ्क्य, सुषुप्तावात्मास्तित्वं साधयन् समाधत्ते—राहुग्रस्तेति ॥

'यः पुमान्' प्रत्यग्रूपः परमेश्वरः 'करणोपसंहरणतः' विशेषविज्ञानहेतुचक्षुरादिकरणानामुपसंहारात् 'सन्मात्रः' पूर्णानन्दादिरूपेण स्फुटमप्रकाशमानतया केवलं सन्मात्रेणावस्थितस्सन् 'सुषुप्तोभूत्' सुप्तिं प्राप्तोभूत्। करणाभावेपि पूर्णानन्दभानवतो मुक्तात्मनस्सकाशात्सुषुप्तात्मनो वैषम्यमाह—मायासमाच्छादनादिति। माययाऽत्माविद्यया समाच्छादनादावरणात्, सन्मात्र इति सम्बन्धः। स्फुटमप्रकाशमानस्य स्वरूपतस्सत्त्वे दृष्टांतमाह—राहुग्रस्तेति। 'राहुग्रस्तदिवाकरेन्दुसदृशः' राहुणा सैंहिकेयेन ग्रस्तौ गृहीतौ यौ दिवाकरेन्दू सूर्यचन्द्रौ तत्सदृशः तत्समानस्सन्, सुषुप्तोभूदिति सम्बन्ध। यथा राहुणा ग्रस्तो दिवाकरश्चन्द्रो वा स्फुटं न प्रकाशत इत्येतावता दिवाकरस्य चन्द्रमसो वा नासत्त्वम्; तद्वत्करणानामुपसंहारान्माययावृतत्वाच्च सुषुप्तौ स्फुटमात्मा न भासत इत्येतावता नात्मनोसत्त्वमित्यर्थः॥

ननु राहुग्रस्तस्य सूर्यस्य चन्द्रमसो वा स्फुटप्रकाशाभावेपि चक्षुषाऽविशेषतस्सर्वैर्ग्रहणादस्ति सत्त्वम्। न तद्वदात्मनः केनचित्सत्त्वमनुभूयत इत्याशङ्क्य, सुषुप्तावात्मनोप्यविशेषतो भानं साधयति—प्रागस्वाप्समित्यादिना। 'यः' सुषुप्तिकालीन आत्मा 'प्रबोधसमये' सुषुप्तित उत्थानसमये, 'प्रत्यभिज्ञायते'। कथम्? 'प्राक्' योहम् 'अस्वाप्सं' स इदानीं जागर्मीति। न च तदाननुभूतस्य प्रत्यभिज्ञानं सम्भवति, अन्यत्र देवदत्तादननुभूते प्रत्यभिज्ञानादर्शनात्। न च तदा करणेनात्मानुभवः, इन्द्रियादिकरणानां सुषुप्तावभावात्। अतस्स्वप्रकाशस्यात्मनस्सत्वान्न तदा शून्यत्वम्; नापि तस्य क्षणिकत्वम्; नापि जडत्वम्। उक्तयुक्तेरेव ॥

सुषुप्तिकाले सकले विलीने तमोभिभूतस्सुखरूपमेति ।
पुनश्च जन्मान्तरकर्मयोगात्स एव जीवस्स्वपिति प्रबुद्धः ॥'

'सता सोम्य तदा सम्पन्नो भवति' इत्यादि श्रुतिश्चात्मनस्सच्चिदानन्दरूपत्वेन सुषुप्ताववस्थानं दर्शयति । आत्मनस्सुखरूपत्वं चोत्थितेन तेनानुसन्धीयते सुखमहमस्वाप्सामिति । अतो न कोपि दोष इतिभावः ॥ ६ ॥

હવે કોઈ શંકા કરે કે શૂન્યવાદીએ સુષુપ્તિ અવસ્થામા કોઇપણ વસ્તુ છેજ નહિ માટે શૂન્યનેજ આત્મા માનવો જોઇએ એ જે શંકા કરેલી તેનું સમાધાન શું ? તો તેના સમાધાનમાં આચાર્ય ભગવાન્ કહે છે કેઃ જે આત્મા સુષુપ્તિકાળમા વિશેષ રૂપાદિ વિષયોને પ્રત્યક્ષ કરનારી ચક્ષુરાદિ ઇન્દ્રિયોનો અભાવ હોવા છતા પણ પૂર્ણ આનન્દાદિ સ્વરૂપથી સ્ફુટ ન ભાસતા પણ કેવલ સત્તામાત્રથી અવસ્થિત રહી સુષુપ્તિને પ્રાપ્ત થએલો હોય છે–સર્વ ઇન્દ્રિયોનો તે સમયમાં અભાવ હોવાથી પૂર્ણાનન્દથી પ્રકાશતા આત્માનુ મુક્તાત્મા કરતા સુષુપ્તિ અવસ્થામા કાંઈક વિલક્ષણપણું છે, જેમ કે સુષુપ્તિમા આત્મા અવિદ્યાના આવરણથી સત્તામાત્રથી પ્રકાશિત રહી સ્ફુટપણાથી નથી પ્રકાશતો અને તેનુ દૃષ્ટાન્ત જેમ રાહુથી ગ્રસ્ત થએલો સૂર્ય અથવા ચન્દ્રમા સ્ફુટપણે ન દેખાતા પણ સત્તામાત્રથી વિદ્યમાન જ હોય છે તેમ તે સમય આત્મા પણ રહેલો જ છે, માટે જેમ સૂર્ય ચંદ્ર રાહુના ગ્રાસથી સ્ફૂટ ન દેખાય તો પણ તેનો કોઈ અભાવ કહી શકે નહિ તેમજ સર્વ ઇન્દ્રિયોનો સુષુપ્તિસમયમા અભાવ હોવાના કારણે આત્માનો અભાવ કદીપણ કહી શકાય જ નહી અને મુક્તાત્મા તો સર્વથા સર્વસમય વિદ્યાશક્તિથી યુક્ત થઈ પ્રકાશિત થઈ રહેલો હોવાથી આત્માનો સાક્ષાત્ આનન્દ ભોગવે છે છતા કોઈ શંકા કરે કે રાહુથી ગ્રસ્તથએલ સૂર્ય અથવા ચન્દ્રમાનુ સ્ફુટ દેખાવા પણું નથી તથાપિ ચક્ષુ ઇન્દ્રિયથી સર્વ લોક સામાન્યત તેઓનુ ગ્રહણ જેમ પ્રત્યક્ષ કરી શકે છે તેમ સુષુપ્તિકાલમા આત્માની સત્તા કેમ કોઇથી પણ અનુભવાતી નથી ? તો

१ कैवल्योपनिषत २ छा ६–८–१

તેના સમાધાનમાં ભગવાન્ ભાષ્યકાર કહે છે કે સુષુપ્તિમા પણુ આત્માનુ સામાન્યતઃ અસ્તિત્વપણું પ્રતીત થાય છે જ, નહી તો સુષુપ્તિકાલનો આત્મા જાગવાના સમયમા જે ' હુ ગાઢ નિદ્રામાં હતો તે હવે હુ જાગુ છુ ' એમ બન્ને સમયની પોતાની એકતાનો અનુભવ કેમ કરી શકે ? કારણુ કે હમેશા અનુભવ થએલ વસ્તુનુંજ ફરી ભાન થતા પ્રત્યભિજ્ઞાન થઇ શકે, તેમજ સુષુપ્તિસમયમા કોઈ ઈન્દ્રિય તો હતી જ નહિ કે જેનાથી આત્માનો અનુભવ સ ભવે, કારણુ કે સવ ઈન્દ્રિયોનો તે વખત લયજ હોય છે, માટે સ્વપ્રકાશ આત્માની તે વખતે સત્તા હોવાથી શૂન્યવાદીના શૂન્યત્વનો અવકાશ નથી, તેમજ ક્ષણિકાત્માનો પણુ અવકાશ નથી વળી જડવાદનો તો અવકાશ સ ભવે જ કેમ ? આ પ્રમાણે કહેલી યુક્તિઓથી સર્વનુ ખ ડન થઇ જાય છે એટલે તેઓની શ કાનુ સારી રીતે શાસ્ત્ર તથા યુક્તિથી સમાધાન થઈ આત્મવાદનો સિદ્ધાત થયો સમજવો તેજ બાબતમા બીજી શ્રુતિઓ પણુ સાક્ષી પુરે છે કે ' સુષુપ્તિકાલમા બધો ઈન્દ્રિયસમુદાય લય થવાથી અજ્ઞાનથી આવૃત એટલે આચ્છાદિત થઈ આત્મા સુખરૂપને પ્રાપ્ત થાય છે, ફરી જન્માન્તરમા કર્મયોગથી તેજ આત્મા જાગૃત થાય છે ' બીજી શ્રુતિ કહે છે કે સુષુપ્તિસમયમા આત્મા સત્તામાત્રથી યુક્ત થઈ રહે છે ' તો આ બધી શ્રુતિઓથી એ સિદ્ધ થાય છે કે, સચ્ચિદાનન્દ રૂપવાળો આત્મા સુષુપ્તિ અવસ્થામાં સ્થિત છેજ અને આત્માનુ સુખરૂપપણુ ' આજ હું સુખે સુઈ ગયો હતો ' એમ જાગૃત અવસ્થામા અનુભવાય પણુ છે માટે કોઈ જાતનો સિદ્ધાતમા દોષ આવતો જ નથી. તો એવા આત્મારૂપ શ્રીગુરૂમૂર્તિ શ્રીદક્ષિણામૂર્તિ ભગવાન્ શ કરને મારૂ નમન હો ! આ પ્રમાણે છઠ્ઠા શ્લોકનો અભિપ્રાય છે

---

बाल्यादिष्वपि जाग्रदादिषु तथा सर्वास्ववस्थास्वपि
व्यावृत्तास्वनुवर्तमानमहमित्यन्तस्स्फुरन्तं सदा ।
स्वात्मानं प्रकटीकरोति भजतां यो मुद्रया भद्रया
तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ७ ॥

बाल्य, यौवन, वृद्धत्व, जाग्रत्, स्वप्न, सुषुप्ति, ज्ञान, अज्ञान, स्वाधीनता, पराधीनता, सुखित्व, दु खित्व, आदि अनेक आगमापायी—आने जाने वाली अवस्थाओंम जो एक समान रह कर अन्तःकरणमें मैं इस रूपसे प्रकाश करता हुआ सरल उपायसे भक्तोंको अपने स्वरूपका भान कराता है इस श्री०। आत्मा है और शरीर आदिसे भिन्न है इस बातको जानने लिये यह सरल उपाय है कि म बालक हू, मैं युवा हू, मै वृद्ध हू, मैं जागताहू, मैं स्वप्नमें था, मै सोगयाथा, मै विद्वान् ह, मै मूर्ख हू, मैं राजा हू, मै रक हू, मैं सुखी हू, मै दु खी हूँ, इत्यादि ज्ञानोंम और बातोंके हेर फेर होन पर भी मैं इसशब्दसे कोई एक ही पदार्थ हेर फेरके बिना जाना जाता है वही आत्मा है ॥ ७ ॥

इदानीं मुञ्जादिषीकामिव देहादिभ्यो विविच्य सच्चिदानन्दरूपं प्रत्यगात्मानं प्रदर्श्य, तस्य परमेश्वराभेदं श्रुतिगुर्वीश्वरप्रसादलभ्यं प्रदर्शयन्नाह—बाल्यादिष्विति ॥

'बाल्यादिषु' बाल्यं शैशवं, तदादिषु शैशवकौमारयौवनमध्यवयस्स्थाविररूपासु, 'जाग्रदादिषु' जाग्रत्स्वप्नसुषुप्तिमूर्छाजन्मजरामरणरूपासु, 'तथा' अन्यास्वप्यवान्तरासु दर्शनश्रवणादिरूपासु कर्तृत्वभोक्तृत्वादिरूपासु च 'सर्वास्ववस्थासु' दशासु 'व्यावृत्तासु' परस्परं व्यावर्तमानासु 'अनुवर्तमानम्' अनुगततया सर्वास्ववस्थासु वर्तमानम् । अयं भावः—यो ह्यसत्यजडानानन्दरूपासु सर्वास्ववस्थासु व्यावर्त्तमानासु योऽहं सुप्तौ स्वप्नमद्राक्षं सोऽहमिदानीं जागर्मीति अवस्थात्रये, योऽहं बालो युवा चाभूवं सोऽहमिदानीं वृद्धोऽस्मीति बाल्यादिष्वपि च सत्त्वेनानुवर्तमानोऽनुभूयते, तथा द्रष्टृत्वेनाभिमतेषु चक्षुरादिषु व्यावर्तमानेषु स्वयं तत्सकलसाक्षित्वेन यश्चिद्रूपस्सदानुवर्तमानोऽनुभूयते, तथा प्रियत्वेनाभिमतवित्तपुत्रपिण्डादिषु व्यावर्त्तमानेषु च यस्स्वयं सदा प्रीतिविषयः सर्वशेषित्वेन निरतिशयप्रीतिविषयतया आनन्दरूपत्वेनानुवर्तमानोऽनुभूयते, तद्वदेवाहम्बुद्धिविषयतयात्मत्वेनाभिमतेषु देहादिभो-

ऽन्तेषु व्यावर्तमानेषु यश्च स्वयमहम्बुद्धिमव्यभिचरन् सदा आत्मत्वेनानुवर्तमानोनुभूयते, ततस्सद्रूपत्वं चिद्रूपत्वमानन्दरूपतया प्रियत्वम् अहम्बुद्धिविषयतया प्रत्यक्त्वं च यः कदापि न व्यभिचरति स एव त्वम्पदलक्ष्यार्थ आत्मेति। तथा च तापनीयश्रुतिः—'तं वा एतमात्मानं जाग्रत्यस्वप्नमसुषुप्तं स्वप्नेऽजाग्रतमसुषुप्तं सुषुप्तेऽजाग्रतमस्वप्नं तुरीयेऽजाग्रतमस्वप्नमसुषुप्तमव्यभिचारिणं नित्यानन्दसदेकरसं ह्येव चक्षुषो द्रष्टा श्रोत्रस्य द्रष्टा वाचो द्रष्टा मनसो द्रष्टा बुद्धेर्द्रष्टा प्राणस्य द्रष्टा तमसो द्रष्टा सर्वस्य द्रष्टा[1]' इति। एतदेवाह—अहमित्यन्तस्स्फुरन्तं सदेति। 'अन्तः' शरीरादिषु मध्ये 'अहमिति' अहम्बुद्धिविषयत्वेन 'सदा' सर्वेष्वपि कालेषु 'स्फुरन्तं' भासमानम्, उपलक्षणमेतत्, सत्त्वेन प्रियत्वेन च सदा स्फुरन्तमित्यपि द्रष्टव्यम्। एवम्भूतं प्रत्यगात्मानं 'यः' परमेश्वरः, 'स्वात्मानमेव' स्वं 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म[2]' 'विज्ञानमानन्दं ब्रह्म[3]' इत्यादिषु श्रुतिषु सच्चिदानन्दात्मकत्वेन त्रिविधपरिच्छेदशून्यतया च प्रसिद्धः परमेश्वर एवात्मा स्वरूपं यस्य प्रत्यगात्मनः, न तु कर्त्रादिरूपेण प्रतीयमानः आत्मा सः स्वात्मा प्रत्यगात्मा, तं स्वात्मानं ब्रह्माभिन्नमिति यावत्, 'भद्रया' शोभनया 'मुद्रया' करकलितज्ञानमुद्रया 'भजतां' स्वभक्तानां 'प्रकटीकरोति' तेषां प्रत्यगात्मानं ब्रह्मस्वरूपत्वेनाप्रकटं प्रकटं करोति स्फारयति। तस्मै नमः॥

बाल्यादिषु तथा जाग्रदादिष्वपि सर्वास्ववस्थासु व्यावृत्तास्वनुवर्तमानं सदाऽन्तरहमिति स्फुरन्तं भजतां प्रत्यगात्मानं यो भद्रया मुद्रया स्वात्मानं प्रकटीकरोति तस्मै नम इत्यन्वयः॥ ७॥

મુંજથી ઇષિકાની માફક દેહાદિકથી પૃથક્ એટલે જુદું સચ્ચિદાનંદ પરમાત્માનુ સ્વરૂપ અત્યાર સુધીના ગ્રન્થથી પ્રતિપાદન કરી, હવે પરમેશ્વરની સાથે જીવનો અભેદ સિદ્ધ કરવા અને તે શ્રુતિ, ગુરૂ અને ઈશ્વરકૃપાથી પ્રાપ્ત કરાય છે એ દેખાડવા આચાર્ય મહારાજ આ સાતમા શ્લોકનો આરંભ કરે છે

१ नृसिंहोत्तरता. २ खण्डे २ तै उ २-१ ३ बृह ५-९-२८.

બાળક અવસ્થામાં, કુમાર અવસ્થામાં, યુવાવસ્થામાં, અને વૃદ્ધાવસ્થામા, તેમજ જાગૃત અવસ્થામા, સ્વપ્નાવસ્થામાં, સુષુપ્તિ અવસ્થામાં, મૂર્છા અવસ્થામા, જન્મસમયે અને છેવટની મરણાવસ્થામા તેમજ બીજી પણ અવાન્તર અવસ્થાઓમા એટલે કર્ત્તા ભોક્તાપણાની અવસ્થામા જે પરમાત્માની સત્તા એકરૂપથી અનુગતરૂપે વર્તમાન છે એટલે તે તે અવસ્થાઓ વીતી જતાં પણ આત્માને કોઈ અવસ્થા સાથે સબંધ ન હોવાથી અખંડ રૂપે અનુમિત થઇ રહેલો છે એટલે તે તે દશાઓ પરસ્પર ભિન્ન હોવા છતા જે આત્મા એકજરૂપે પ્રતીયમાન થાય છે—આ બધું કહેવાનો અભિપ્રાય એ છે કે જે પરમાત્મા આ બધી અસત્ય, જડ અને આનન્દરહિત એવી સર્વ અવસ્થાઓ કે જે પરસ્પર ભિન્ન છે છતા પણ તે સર્વમા ' જે હું સુઈ ગયો હતો અને જે મેં સ્વપ્ન જોયુ હતું તે હુ જાગ્યો છુ'' એવા પ્રકારનો અનુભવ લઈ ત્રણે અવસ્થામા એક રૂપે પ્રતીત થાય છે, વળી જે આત્મા હું બાળક અને યુવાન્ હતો તે હુ હવે વૃદ્ધ થયો છુ એ પ્રમાણે અનુભવ લઈ બાલ્યાદિ સર્વ અવસ્થાઓ પરસ્પર ભિન્ન હોવા છતા પણ તે સર્વમા એકરૂપે—સત્તારૂપે પ્રતીત થાય છે, તેમજ દ્રષ્ટાપણાથી અભિમત એવા ચક્ષુરાદિ ઈન્દ્રિયો તથા તેના સર્વ વિષયો પરસ્પર અત્યત ભિન્ન હોવા છતાં પણ જે આત્મા તે સર્વમાં સર્વના સાક્ષિરૂપથી ચૈતન્યરૂપ હોઇ સદા અનુવર્તમાન હોઈ અનુભવાય છે, વળી પોતાને અત્યત પ્રિયપણાથી અભિપ્રેત એવા ધન પુત્ર ઈત્યાદિ પદાર્થો પરસ્પર અત્યંત ભિન્ન હોવા છતા જે આત્મા સ્વય પ્રીતિનો વિષય હોઈ સર્વના છેવટમા શેષરૂપે રહેલો અત્યંત પ્રીતિવિષયતા રૂપથી અને આનન્દરૂપથી અનુવર્તમાન હોઈ પ્રતીત થાય છે, તેમજ અહબુદ્ધિના વિષયપણાથી—આત્મપણાથી અભિપ્રેત એવા દેહાદિ પદાર્થોથી આરંભી કર્ત્તા ભોક્તા પર્યંતના સર્વ પદાર્થ પરસ્પર અત્યત ભિન્ન હોવા છતા પણ જે આત્મા સદાએ બુદ્ધિથી વ્યવહરાતો એટલે કોઈ વખત પણ અહપ્રત્યયને નહિ છોડી આત્મપણાથી અનુવર્તમાન હોઈ પ્રતીત થાય છે તેથી એમ સિદ્ધ થાય છે કે જે આત્મા સદ્રૂપથી, ચિદ્રૂપથી, અને આનન્દરૂપથી પ્રિયપણાને કોઈ વખતે પણ મૂકતો નથી અર્થાત્ તે રૂપથી પ્રતીત થાય

છે–તેજ ‘ તત્ત્વમસિ ’ મહાવાકયમાંના ‘ ત્વ ’ પદનો લક્ષ્યાર્થ છે. તેનેજ શ્રુતિ સ્પષ્ટ કરી બતાવે છે કે “ તે આ આત્મા જાગૃત અવસ્થામાં સ્વપ્નાવસ્થાએ રહિત અને સુષુપ્તિ અવસ્થાએ રહિત, સ્વપ્નાવસ્થામા જાગૃત અવસ્થા અને સુષુપ્તિવસ્થાએ રહિત અને સુષુપ્તિ અવસ્થામાં જાગૃત અને સ્વપ્ના અવસ્થાએ રહિત હોય છે અને વળી ચતુર્થ અવસ્થામા જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાએ રહિત અને સર્વમા સદા અનુગત રૂપથી વર્તમાન હોઇ કોઈપણ અવસ્થામા વ્યભિચાર નહિ પામતો નિત્ય, સદા આનન્દ એકરૂપ અને ચક્ષુ, શ્રોત્ર, વાક્, મન, બુદ્ધિ, પ્રાણ અને અજ્ઞાન એ સર્વના દ્રષ્ટા રૂપે પ્રતીત થાય છે ” જે પરમેશ્વર શરીરાદિ સર્વ પદાર્થોમાં અહ બુદ્ધિનો વિષય હોઇ સર્વ કાલમાં ભાસમાન અને સત્તારૂપથી ને પ્રિયરૂપથી હમેશાં સ્ફુરતા એવા અને સત્ય, જ્ઞાન અને અનન્તરૂપે બ્રહ્મનું જે સ્વરૂપ શ્રુતિએ પ્રતિપાદન કરેલું છે તે અને વિજ્ઞાન અને આનન્દરૂપે જે બ્રહ્મસ્વરૂપનું પ્રતિપાદન કરેલું છે તે સચ્ચિદાનન્દરૂપથી પ્રતીત થતા, અને સ્વગત સજાતીય વિજાતીય એવા ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત પ્રસિદ્ધ પરમેશ્વરના અભેદરૂપથી પ્રતીત થતા સ્વરૂપવાળા એટલે–આ ઠેકાણે કર્ત્તાદિરૂપથી પ્રતીત થતું આત્મસ્વરૂપ સમજવાનું નથી–બ્રહ્મથી અભેદ સ્વરૂપવાળા આત્મસ્વરૂપને સુદર હસ્તકમલમા કરેલી જ્ઞાનમુદ્રાથી પોતાનુ ભજન કરનાર ભક્ત લોકોને માટે પ્રકટ કરે છે અર્થાત્ તેઓના જીવાત્મસ્વરૂપને બ્રહ્મસ્વરૂપે ( અપ્રકટ એવાને ) પ્રકટ કરે છે–સ્ફુરણ કરાવે છે તે શ્રી ગુરૂમૂર્તિ જે શ્રી દક્ષિણામૂર્તિ ભગવાન્ શ્રી શ કર તેમને મારૂં નમન હો ! આ સપ્તમ શ્લોકનો અભિપ્રાય છે

---

विश्वं पश्यति कार्यकारणतया स्वस्वामिसम्बन्धत-
श्शिष्याचार्यतया तथैव पितृपुत्राद्यात्मना भेदतः ।
स्वप्ने जाग्रति वा य एष पुरुषो मायापरिभ्रामित-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ८ ॥

उपाधिभूत मायाके सबन्धसे भ्रममें पडा—संसारी बना जो पुरुष जाग्रत् और स्वप्न कालमें इस ससारको कार्यकारणभावसे—यह बनता है यह इसे बनाता है इस रूपसे, स्वस्वामी—मालिक नोकर इस संबन्धसे, शिष्य आचार्य—चेला गुरु इस भावसे तथा पितापुत्र पतिपत्नी आदि अनेक भेदोंसे देखता है उस श्री०। जाग्रत् और स्वप्नसमयमें अज्ञानके कारणसे भेदभावना बनी है यह वास्तविक नहीं है, अज्ञानके निवृत्तिसे इसकी निवृति हो जाती है॥ ८॥

ननु ब्रह्मव्यतिरिक्तं चेत्किमपि न वस्त्वास्ति, तर्हि कथं परमार्थोपदेशादिव्यवहारः ? न हि जातु कश्चित्तत्र बद्धोस्ति, येन बन्धनिवृत्तये विद्योपदेशस्स्यात्, बन्धहेतोः कस्याप्यभावात्। नापि विद्यावतो मुक्तिस्सम्भवति, तद्धेतुगुरुशास्त्रादीनामभावादित्याशङ्क्य अनाद्यनिर्वचनीयपरमात्माध्यस्तमायावशादेव सर्वो व्यवहारो ब्रह्म-साक्षात्कारपर्यन्तं घटत इत्यभिप्रेत्याह—विश्वं पश्यतीति ॥

'पुरुषः' पूर्णः 'यः' श्रुत्यन्तप्रसिद्धः परमेश्वरो 'मायापरिभ्रामितः' स्वोपाधिभूतमायया मलिनसत्त्वप्रधानया कार्यकारणसङ्घाताकारेण परिणतया स्वेन प्रविष्टया परिभ्रामितः बहुविधं भ्रमं प्रापितः 'एषः' सर्वप्राण्यपरोक्षजीवस्सन् संसारित्वेन भावितः, 'विश्वं' जगत् 'भेदतः' बहुभेदभिन्नतया भ्रमेण 'पश्यति' अवलोकयति। भेदमेव दर्शयति—कार्यकारणतयेत्यादिना। अयमर्थः—यद्यपि परमार्थतो ब्रह्मव्यतिरिक्तं किमपि नास्त्येव, 'नेह नानास्ति किञ्चन' इत्यादिना श्रुत्या[1] निषेधात्; तथापि अनाद्यनिर्वाच्याविद्यावशान्मुधैव भ्रान्तो जीवः प्रपञ्चं बहुभेदभिन्नं पश्यति, निद्रापरवश इवानेकविधं स्वप्नम्। तस्य च वस्तुतो ब्रह्मैव सन्तमात्मानं निखिलानर्थसङ्कुलया मायया भ्राम्यतः स्वभ्रान्तिसिद्धगुरुशास्त्रन्यायादिभ्यः विद्योत्पत्तावविद्या सवा-

---

१ बृ ३-९-२८

सना निवर्तते, निद्राणस्येव स्वाप्नव्याघ्रदर्शनसमुपजातभयेन प्रबुद्धस्य स्वप्नः। ततस्संसारान्मुक्तः स्वस्वरूपे सच्चिदानन्दात्मनि निरतिशयमहत्त्वसम्पन्न एव रममाणोवतिष्ठते। तदुक्तं सर्वज्ञात्ममुनिभिः—
"तस्माद्ब्रह्माविद्यया जीवभावं प्राप्य स्थित्वा तावके तु स्वरूपे। त्वच्चित्तेन स्पन्दितं विश्वजात*माकाशादि क्ष्मावसानं च पश्येः॥ स्वीयाविद्याकल्पिताचार्यवेदन्यायादिभ्यो जायते तस्य विद्या। विद्याजन्मध्वस्तमोहस्य तस्य स्वीये रूपेवस्थितिस्स्वप्रकाशे॥ इति" ततस्सर्वस्य परमार्थतो ब्रह्ममात्रत्वेपि मायावशाद्भ्रान्त्या सर्वमुपपद्यत इति। कार्यं जन्यम्, कारणं जनकम्, स्वं गृहक्षेत्रधनादि, स्वामी तद्वान् देवदत्तादिः, शिष्यः विद्याग्रहणार्थं विधिवद्गुरुमुपसन्नः, आचार्यः विद्योपदेष्टा, पिता निषेक्ता, पुत्रस्तच्छुक्रसम्भवः, इत्यादिरूपेण विश्वं यः पश्यति तस्मै नम इति सम्बन्धः॥ ८॥

આ ઠેકાણે શંકા થાય છે કે જ્યારે બ્રહ્મથી અતિરિક્ત ( જુદી ) કોઈ વસ્તુ જ નથી તો વાસ્તવિક વસ્તુના ઉપદેશનો વ્યવહાર શા માટે જોઇએ? કારણ કે કોઈપણ વખત કોઈ માણસ બધ્ધ હોય જ શાનો કે જે કારણથી બન્ધનિવૃત્તિ માટે વિદ્યાનો ઉપદેશ કરવો પડે, કારણ કોઈપણ બન્ધનો હેતુ જ રહેતો નથી તેમજ વિદ્યાવાનને મુક્તિ પણ સંભવતી નથી કેમકે તેના હેતુભૂત ગુરૂ, શાસ્ત્ર વિગેરે કોઈ વસ્તુજ હોતી નથી, તો આવી શંકાના સમાધાનમાં આચાર્ય કહે છે કે: અનાદિ અનિર્વચનીય એવી પરમાત્મામા કલ્પાએલી જે તેની માયાશક્તિ તેના કારણથી સર્વ વ્યવહાર જ્યા સુધી શુદ્ધ પરબ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યાં સુધી ઘટે છે અને એ જ અભિપ્રાયને પ્રકટ કરવા તેઓ આ આઠમા શ્લોકનો આરંભ છે

પુરૂષ એટલે પૂર્ણ જે વેદમા પ્રસિદ્ધ પરમેશ્વર કે જે મલિન સત્ત્વપ્રધાન એવી પોતાની ઉપાધિભૂત માયાશક્તિથી એટલે કાર્યકારણના સમુદાયરૂપ આકાર વડે પરિણામ પામેલી અને પોતાના સ્વરૂપથી યુક્ત થએલી શક્તિથી અનેક પ્રકારના

---

* जीवजातमिति मुद्रितसक्षेपशारीरककोशपाठ

ભ્રમને પ્રાપ્ત કરાએલો છે, તે સર્વ પ્રાણિમાત્રને પ્રત્યક્ષ એવા જીવ-રૂપ થએલો અને સ સારિપણાને પ્રાપ્ત થએલો હોઈ જગત્‌ને અનેક પ્રકારના ભેદથી ભિન્નરૂપે ભ્રમથી જુએ છે એટલે આ કાર્ય છે, આ કારણુ છે એમ જુદા જુદા રૂપે જુએ છે આ સર્વ કહેવાનો ભાવાર્થ એ છે કે વાસ્તવિક રીતે જો કે બ્રહ્મથી ભિન્ન કંઈ છે જ નહી કારણુ કે શ્રુતિ જ કહે છે કે "જુદું જુદું કઇ છેજ નહી" એટલે સર્વનો નિષેધ જ કરે છે છતા પણુ અનાદિ અનિર્વાચ્ય અવિદ્યાશક્તિના કારણે વૃથા ભ્રાન્તિને પામેલો જીવાત્મા અનેક પ્રકારના ભેદવાળા વિશ્વને જુએ છે, જેમ નિદ્રાવસ્થામા સ્વપ્નને પરવશ થઇ તે અનેક પ્રકારના સ્વપ્નને જુએ તેમ, પર તુ વાસ્તવિક જીવાત્મા પરબ્રહ્મરૂપ હોવા છતાં અનેક પ્રકારના અનર્થોથી ભરપૂર એવી માયાના વશથી ભ્રમ પામેલો હોઇ પોતાની ભ્રાન્તિથી સિદ્ધ કરેલા એવા ગુરૂ, શાસ્ત્ર અને ન્યાયા-દિક સાધનોથી વિદ્યાની ઉત્પત્તિ થતાજ વાસનાસહિત અવિદ્યાથી રહિત થાય છે. જેમ સ્વપ્નાવસ્થાને પ્રાપ્ત થએલો જીવાત્મા સ્વપ્નમા દેખેલા વાઘના દર્શનથી ઉત્પન્ન થએલા ભયથી જાગી જતા સ્વપ્ના-વસ્થા અને તેમા દેખાએલો વાઘ બધું દેખાતું બ ધ થઇ જતા સ્વસ્થ થાય છે તેમ પૂર્વોક્ત અવસ્થાવાળો જીવાત્મા પણુ વિદ્યાની ઉત્પત્તિ થતા સ સારથી મુક્ત થઈ પોતાના સચ્ચિદાન દ સર્વોત્કૃષ્ટ મહત્ત્વ-યુક્ત સ્વસ્વરૂપમાંજ આન દ અનુભવતો સ્થિત થાય છે તેજ વાત બીજા મહાત્માએ કહી છે કે. "તુ બ્રહ્મ હોઈ અનાદિ અવિદ્યાશક્તિથી જીવભાવને પ્રાપ્ત થઈ તે સ્વરૂપમા સ્થિત થઈ વાસનામય ચિત્તમાં પ્રકાશિત અને સ્ફુરિત થએલા વિશ્વને એટલે આકાશાદિ તત્ત્વોથી આર ભી છેવટના પૃથ્વીપર્યંતના તત્ત્વોની સૃષ્ટિને જુએ છે, અને પોતાની અવિદ્યાશક્તિના પ્રભાવથી કલ્પિત આચાર્ય, વેદ, ન્યાયાદિક સાધનોથી પુન વિદ્યાશક્તિ જ્યારે ઉદય પામે છે ત્યારે વિદ્યા-શક્તિથી સમગ્ર મોહનો નાશ થતા પોતાના સ્વપ્રકાશ સ્વસ્વરૂપમા સ્થિત થાય છે " માટે અત્યાર સુધીના કહેવાથી એ વાત સિદ્ધ થાય છે કે સર્વ દેખાતુ વિશ્વ વાસ્તવિક રીતે બ્રહ્મરૂપ જ છે છતાં માયાના વશથી ભ્રાન્તિ હોવાના કારણે સર્વવાત તેમાં ઘટી શકે છે અર્થાત્ અનેક પ્રકારનું પણુ દેખાય છે તે પણુ વિરુદ્ધ નથી મતલબ એ છે કે

ઉત્પન્ન થતું સર્વ કાર્ય કહેવાય છે, ઉત્પન્ન કરનાર સર્વ જનક એટલે કારણ કહેવાય છે, અને સ્વ' એટલે ઘર, ક્ષેત્ર, ધન ઇત્યાદિ, સ્વામી એટલે માલિક દેવદત્ત ઇત્યાદિ નામવાળો, શિષ્ય એટલે વિદ્યાગ્રહણ કરવા માટે વિધિપ્રમાણે ગુરૂપાસે શરણે આવેલો; આચાર્ય એટલે વિદ્યાનો ઉપદેશ કરનારો, પિતા એટલે સંસ્કાર કરનારો અને પુત્ર એટલે તેના વીર્યથી ઉત્પન્ન થએલો ઇત્યાદિ ભેદવાળા વિશ્વને એક જ બ્રહ્મરૂપમાં માત્ર અવિદ્યાથી જે જુએ છે તે શ્રીગુરૂમૂર્તિ શ્રીદક્ષિણામૂર્તિ જે શંકર ભગવાન્ તેમને મારૂં નમન હો ! આ અષ્ટમ શ્લોકનો ભાવાર્થ છે.

---

भूरम्भांस्यनलोऽनिलोम्बरमहर्नाथो हिमांशुः पुमा-
नित्याभाति चराचरात्मकमिदं यस्यैव मूर्त्यष्टकम् ।
नान्यत्किञ्चन विद्यते विमृशतां यस्मात्परस्माद्विभो-
स्तस्मै श्रीगुरुमूर्तये नम इदं श्रीदक्षिणामूर्तये ॥ ९ ॥

पृथिवी, जल, अग्नि, वायु, आकाश, सूर्य, चन्द्र और जीव ये आठ—जिनके भीतर चल अचल सबही पदार्थोंका समावेश होजाता है—जिसकी मूर्ति है और विचार करनेसे जिससे अन्य कोई ओर वस्तु नहीं ह तथा जो सबसे पर और व्यापक है उस श्री०। पृथिवी आदि आठ तत्त्वोंसे बना यह संसार सगुण महेश्वरका मूर्त विग्रह—शरीर है तौ भी व्यवहारमें यह नहीं कहा जा सकता है कि लघुशङ्का और गङ्गा दोनोंके जल परम-त्माके रूप होनेसे दोनो पवित्रतामें भी समान ही हैं अनुभवसे इस विष-यको अवगत करना है कि परमार्थमें ये दोनों एक ही पदार्थ हैं यही रीतसे उक्त आठो भी एकही हैं ॥ ९ ॥

इदानीमुक्तरूपब्रह्मपरोक्षज्ञाने मन्दाधिकारिणामष्टमूर्त्युपासनं क्रम-मुक्तिदायकम्, उत्तमाधिकारिणां श्रोतव्यादिश्रुतिसिद्धवेदान्ततद्विषय-ब्रह्मविचारस्साधनमित्यभिप्रेत्याह—भूरम्भांसीति ॥

'भूः' पृथिवी, 'अम्भांसि' जलानि, 'अनलः' अग्निः, 'अनिलो' वायुः, 'अम्बरम्' आकाशः, 'अहर्नाथः' सूर्यः, 'हिमांशुः' चन्द्रः, 'पुमान्' सकलकर्मविद्याधिकारी जीवः, 'इति' एवम्प्रकारेण, 'यस्यैव' परमेश्वरस्य सर्वज्ञस्य सर्वशक्तेः सच्चिदानन्दाद्वयस्य सदाशिवस्यैव 'मूर्त्यष्टकं' मूर्तीनां विग्रहभूतानामष्टकम् 'आभाति' आ समन्ताद्भाति। अयमर्थः—उपासकस्स्वदेहे वर्तमानपञ्चभूतानि व्यष्टिभूतानि समष्टिभूतैः प्राणापानौ च सूर्यशशाङ्काभ्यामेकीकृत्य, पञ्चभूतात्मकशरीराभिमानिनं स्वात्मानमष्टमूर्तिपरमेश्वरेणैकीकृत्य, सकलव्यापी अष्टमूर्त्यात्मकस्सदाशिवोस्मीति चिन्तयेत्। ततो भावनातिशयेन तत्सायुज्यं प्राप्य सर्वैश्वर्यसम्पन्नोन्ते तत्प्रसादासादिततत्त्वज्ञानेन तत्त्वसाक्षात्कारेण विमुच्यत इति। 'विमृशतां' तत्त्वं विधिवद्गुरुश्रुतिभ्यो युक्त्या चानिशं विचारयतां पुरुषाणां 'परस्मात्' सर्वकारणात् 'विभोः' विविधप्रपञ्चात्मना भवतः विवर्तमानात् 'यस्मात्' सर्वाधिष्ठानात् सच्चिदानन्दात्मकात्परमेश्वरादन्यत् पृथक् 'किञ्चन' किञ्चिदपि न विद्यते न भवति, सर्वस्य तस्मिन् परमेश्वरेध्यस्तत्वेन तन्मात्रत्वात्। तथा चोक्तं महिम्नस्तवे[1]—

त्वमर्कस्त्वं सोमस्त्वमसि पवनस्त्वं हुतवह-
स्त्वमापस्त्वं व्योम त्वमु धरणिरात्मा त्वमिति च।
परिच्छिन्नामेवं त्वयि परिणता बिभ्रति गिरं
न विद्मस्तत्तत्त्वं वयमिह तु यत्त्वं न भवसि॥ इति।

श्रुतिश्च—

'विश्वं भूतं भुवनं चित्रं बहुधा जातं जायमानं च यत्।
सर्वो ह्येष रुद्रस्तस्मै रुद्राय नमो अस्तु'[2],

'यस्मात्परं नापरमस्ति किञ्चिद्यस्मान्नाणीयो न ज्यायोस्ति कश्चित्।
वृक्ष इव स्तब्धो दिवि तिष्ठत्येकस्तेनेदं पूर्णं पुरुषेण सर्वम्'[3]। इत्याद्याः।

१ श्लो २७ २ तै उ ४-२४. ३ तै उ. ८-१२

स्तब्धः निश्चलः, दिवि स्वप्रकाशे स्वरूपे। तथा चोक्तरूपब्रह्मात्मज्ञानादुत्तमाधिकारिणामिहैव सच्चिदानन्दाद्वयपरशिवरूपेणावस्थानलक्षणा मुक्तिरासाद्यते, 'अत्र ब्रह्म समश्नुते' इत्यादिश्रुतेरितिभावः। तस्मै ज्ञानोपदेष्ट्रे गुरुरूपाय दक्षिणामूर्तये परमेश्वराय नमोऽस्त्विति॥१॥

હવે પૂર્વે કહેલા બ્રહ્મસ્વરૂપના અપરોક્ષ જ્ઞાનમા એટલે સાક્ષાત્કારમા મન્દાધિકારી પુરૂષોને ભગવાન્ શ્રીશંકરની અષ્ટમૂર્તિની ઉપાસના ક્રમમુક્તિ આપનારી છે, અને ઉત્તમાધિકારી પુરૂષોને તો વારવાર શ્રવણ, મનન, નિદિધ્યાસનાદિ સાધનોથી શ્રુતિસિદ્ધ વેદાન્તશાસ્ત્રનો વિચાર કરવો એજ મોક્ષનુ સાધન છે એ વાત આ શ્લોકમા કહે છે

ભૂ એટલે પૃથ્વી, અમ્ભાસિ એટલે જલ, અનલ એટલે અગ્નિ, અનિલ એટલે વાયુ, અંબર એટલે આકાશ, અહર્નાથ એટલે સૂર્ય, હિમાંશુ એટલે ચંદ્ર અને પુમાન્ એટલે સર્વકર્મ–વિદ્યાનો–અધિકારી જીવાત્મા. એ આઠ સર્વને જાણનાર સર્વ શક્તિવાળા સચ્ચિદાનન્દ અદ્વિતીય સ્વરૂપવાળા પરમેશ્વર સદાશિવ ભગવાન્‌ની મૂર્તિઓ છે, અને તે પ્રસિદ્ધ રૂપથી પ્રકાશિત થઈ રહી છે આનો ભાવાર્થ એ છે કે ઉપાસના કરનાર પોતાના દેહમા વર્તમાન જે પંચમહાભૂત તે સર્વ વ્યક્તિમાત્રમા છે તેને સમુદાયગત પંચમહાભૂતો સાથે એકીકરણ કરી, પ્રાણ, અપાન બે વાયુને સૂર્ય ચંદ્રમા સાથે એકીકરણ કરી, પંચમહાભૂતાત્મક શરીરના અભિમાની જીવાત્માને અષ્ટમૂર્તિવાળા પરમેશ્વર સાથે એકીકરણ કરી, સર્વવ્યાપી આઠ મૂર્તિવાળો સદાશિવરૂપ હુ છુ એમ ભાવના દૃઢ કરે તો એવી ભાવના દૃઢ થતા તત્ત્વસ્વરૂપને પ્રાપ્ત થઇ, સર્વ ઐશ્વર્યવાળો થઇ છેવટે તેમની કૃપાથી પ્રાપ્ત થએલા તત્ત્વજ્ઞાનથી તેમના સ્વરૂપની પ્રત્યક્ષતા થતા જ મુક્ત થાય છે વળી વિધિસહિત ગુરૂવાક્ય અને શ્રુતિવાક્યોથી રાત્રિદિવસ યુક્તિથી વિચાર કરનાર પુરૂષોને આ સર્વ જગતના કારણરૂપ, અનેક પ્રકારવાળા જગતરૂપથી વિવર્ત્ત–ભાવને પ્રાપ્ત થનાર અને સર્વના અધિષ્ઠાન રૂપ સચ્ચિદાનંદ પરમેશ્વરથી બીજું કંઇ દેખાતું જ નથી, કારણ કે આ સર્વ જગત્ તે

१ कठो ६-१४

પરમાત્મસ્વરૂપમા કલ્પિત માત્ર રહેલું છે એટલે તદ્રૂપ જ છે એમ સમજવાનું છે એજ વાત મહિમ્નસ્ત્રોત્રમા પણ કહેવામાં આવી છે કે: "હે ભગવન્! તમો સૂર્ય છો, તમો ચંદ્ર છો, તમો વાયુ છો, તમો અગ્નિ છો, તમો જલ છો, તમો આકાશ છો, તમો પૃથ્વી છો, અને તમો જીવાત્મરૂપ છો: આ પ્રમાણે તમારી આઠ મૂર્તિને પરિચ્છેદ કરનારી તમારામાં પરિણામ પામેલી અમારી વાણીને તમો ધારણ કરતા હોવા છતા અમો તમારા યથાર્થ સ્વરૂપને જાણી શકતા નથી જેથી તમો આ રૂપ નથી " વળી શ્રુતિ પણ કહે છે કે આ વિશ્વ જે થઇ-ગએલુ, થવાનુ, વિચિત્ર, અનેક પ્રકારથી ઉત્પન્ન-થએલું, ઉત્પન્ન-થતું એ સર્વ રૂદ્રરૂપજ છે માટે હે રૂદ્ર રૂપ-ભગવાન્ તમને અમારા નમસ્કાર છે. જેના સ્વરૂપથી પર અથવા અપર બીજું છેજ નહિ, વળી જેનાથી મોટુ નાનુ કાંઈ છેજ નહિ, જે વૃક્ષની માફક અચલ થઈ આકાશમા એકરૂપથી સ્થિત થાય છે તેજ પરમાત્માથી આ સર્વ જગત્ વેષ્ટિત થએલું છે-વ્યાપ્ત છે એમ સમજવું આ ઠેકાણે આકાશમાં એટલે સ્વરૂપમા-સ્વપ્રકાશમા એમ સમજવું આ બધું કહેવાનો અભિપ્રાય એ છે કે ઉકત સ્વરૂપવાળા બ્રહ્મના જ્ઞાનથી ઉત્તમાધિકારીઓને તો અહીંજ સચ્ચિદાન દ ને અદ્વિતીય સદાશિવ સ્વરૂપની પ્રાપ્તિ થવાથી મુકિત થાય છે. શ્રુતિ કહે છે કે 'અહિંજ બ્રહ્મને પ્રાપ્ત થાય છે.' એવા જ્ઞાનના ઉપદેશ કરનાર શ્રી ગુરૂરૂપ શ્રી દક્ષિણામૂર્તિ ભગવાન્ શ્રી શ કરને મારા નમસ્કાર હો! એ નવમા શ્લોકનો અભિપ્રાય છે.

---

**सर्वात्मत्वमिति स्फुटीकृतमिदं यस्मादमुष्मिंस्तवे**
**तेनास्य श्रवणात्तदर्थमननाद्ध्यानाच्च सङ्कीर्तनात् ।**
**सर्वात्मत्वमहाविभूतिसहितं स्यादीश्वरत्वं स्वतः-**
**स्सिध्येत्तत्पुनरष्टधा परिणतं चैश्वर्यमव्याहतम् ॥ १० ॥**

इस स्तोत्रमें संसारमें जो कुछ देखनेमें आता है वह सब ही वास्तवमें आत्मा है अर्थात् आत्मामें ही नाना भेदसे भासनेवाले नाम, रूप व्यवहारिक होनेसे कल्पित हैं यह सिद्धान्त अर्थात् प्रत्यगात्माका स्वरूप स्पष्ट रूपसे

बताया गया है, अतः जो अधिकारी इसका ( जाति-विद्या-आचार-सपन्न गुरुसे ) श्रवण करेगा, श्रवणके बाद ( अनेक तर्क-वितर्क-युक्ति-प्रयुक्तिसे ) मनन करेगा तथा श्रवण-मननके बाद ध्यान करेगा-अन्य बातोंको छोड कर इस सिद्धान्तका साक्षात्कार करेगा और स्वय निश्चय हो जानेके बाद कीर्तन करेगा-दूसरे अधिकारियोंसे चर्चा करेगा वह अधिकारी ( वासनाके न रहने पर ) सर्वात्मत्व-विभूतिके साथ—ससारमें जो कुछ है सो आत्माही है इस सिद्धिके साथ ईश्वरभावको प्राप्त करेगा ( वासनाके रहजाने पर )—अणिमा आदि अक्षय्य आठ ऐश्वर्य को प्राप्त करेगा। इस सक्षिप्त स्तोत्रमें भगवान् श्रीशकराचार्यने जिस उपायसे आत्मज्ञानका दिग्दर्शन कराया है वह इतना सरल और स्पष्ट है कि किन्तु परन्तु लिये कहीं स्थानही नहीं है।

इदानीमेतत्स्तोत्रपाठादौ प्रवृत्तानां पुरुषधौरेयाणामवश्यं भावि फलं कीर्तयन् स्तोत्रमुपसंहरति—सर्वात्मत्वमिति ॥

'इति' उक्तप्रकारेण 'अमुष्मिंस्तवे' अस्मिन् स्तोत्रे 'इदं' श्रुतिषु 'इदं सर्वं यदयमात्मा[1]' इत्यादिषु श्रूयमाणं 'सर्वात्मत्वं' प्रत्यगात्मनस्स्वरूपत्वं 'स्फुटीकृतं' स्फुटमावेदितं 'यस्मात्' 'तेनास्य' स्तोत्रस्य 'श्रवणात्' गुरुतो विधिवच्छ्रवणात् 'तदर्थमननात्' श्रुतस्यार्थस्य युक्तिभिरनुचिन्तनात् 'ध्यानात्' श्रवणमननाभ्यां निर्णीतस्य तथैव सोहं सर्वात्मा परमेश्वरोस्मीति विजातीयप्रत्ययतिरस्कारेण सजातीयप्रत्ययैकविषयीकरणात् 'सङ्कीर्तनात्' सम्यक्परेभ्यः कथनाच्च 'सर्वात्मत्वमहाविभूतिसहितं' सर्वात्मत्वमेव महाविभूतिः महती सिद्धिरणिमाद्यपेक्षया, तस्य त्रिविधपरिच्छेदशून्यत्वात्, तया सहितं युक्तम् 'ईश्वरत्वं' सत्यज्ञानानन्दलक्षणपरमेश्वरत्व, 'तत्' श्रुतिप्रसिद्धं 'स्वतः' एव नित्यं विद्यमानं 'स्यात्' भवेत्, अधुना ज्ञायत इत्यर्थः। 'पुनः' भूयः 'अष्टधा' अष्टप्रकारेण 'परिणतं' मायापरिणामरूपम् 'ऐश्वर्यं च' अणिमादिकम् 'अव्याहतं' क्वचि-

---

1 बृ ४-५-७

दप्यप्रतिहतं 'सिध्येत्'—'स एकधा भवति त्रिधा भवति' 'स यदि पितृलोककामो भवति सङ्कल्पादेवास्य पितरस्समुपतिष्ठन्ते" इत्यादि श्रुत्युक्तं सर्वं भवेदित्यर्थः ॥ १० ॥

एवमेषा कृता व्याख्या दक्षिणाशामुखस्तुतेः ।
यथामति तया तुष्टो दक्षिणामूर्तिरस्तु नः ॥

॥ इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यकैवल्यानन्दयोगी-
न्द्रपादकमलभृङ्गायमाणस्वयम्प्रकाशयतिविर-
चितश्रीदक्षिणामूर्तिस्तोत्रव्याख्यालघु-
तत्त्वसुधाख्या समाप्ता ॥

ઉપર કહેલા પ્રકારથી આ સ્તોત્રમા, શ્રુતિમા કહે છે કે "આ સર્વ જગત્ આત્મસ્વરૂપજ છે" તેવા રૂપથી શ્રવણ થતું જીવાત્માનુ સ્વરૂપ સ્ફુટતાથી જણાવેલું છે માટે આ સ્તોત્રના સાભળવાથી એટલે ગુરૂમુખથી વિધિ પ્રમાણે સાભળવાથી, અને સાભળેલા અર્થનુ યુક્તિથી વાર વાર ચિંતન કરવાથી તેમજ આ બે પ્રકારથી નિર્ણય થએલા અર્થનો 'તે હુ સર્વાત્મા પરમેશ્વરરૂપ છુ' એ પ્રકારે સાક્ષાત્કાર થવાથી એટલે વિજાતીય જ્ઞાનનો તિરસ્કાર કરી સજાતીય જ્ઞાનના વિષયીકરણથી અને સારી રીતે બીજાઓને કહેવાથી સર્વાત્મપણારૂપ જે મોટી સિદ્ધિ એટલે અણિમ દિ સિદ્ધિઓની અપેક્ષાથી મોટી–કારણ કે ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત છે માટે મોટી–જે સિદ્ધિ તેથી યુક્ત સત્ય, જ્ઞાન અને આનન્દ લક્ષણવાળુ પરમેશ્વરપણું કે જે શ્રુતિ પ્રસિદ્ધ છે એવા આત્મસ્વરૂપનો હમેશા સાક્ષાત્કાર થાય છે એટલે પૂર્વથી વિદ્યમાન હોવા છતાં હમણા જે જણાય છે તે અને ફરીથી આઠ પ્રકારથી માયાના પરિણામરૂપ અણિમાદિઐશ્વર્ય કે જે કોઈ ઠેકાણે રોકાતું નથી તે સિદ્ધ થાય છે કે જે ઐશ્વર્યને છેવટે શ્રુતિ વર્ણવે છે કે "તે એક રૂપ થાય છે, ત્રણ રૂપે થાય છે, પિતૃ લોકની તેને ઈચ્છા થાય છે તો તેના સકલ્પમાત્રથી બધા પિતૃઓ તેને મળે છે એ પ્રકારે સર્વ તેને પ્રાપ્ત થાય છે." આ દશમા શ્લોકનુ તાત્પર્ય છે.

ॐ तत्सत्

